જોર વધી પડવાથી તેમની સત્તા બરાબર ચાલી નહીં.

**૬ પોર્તુગીઝ સંસ્થાનની અર્વાચી હાલત—** ૧૮૭૧—હાલ હિંદુસ્તાનમાં દીવ, દમણ ને ગોવા એ ત્રણ મુખ્ય બંદર તેમના કબજામાં છે. મુખ્ય ગાદી ગોવામાં છે. એ બધાનું ક્ષેત્રફળ ૧૦૮૬ ચો. મૈલ ને ૪ લાખ માણસની વસ્તી છે. તેમાં કેટલાક હાફકાસ્ટ છે. (યુરોપી અને દેશીના સંબંધથી પેદા થએલા) તે બંગાળા ને મુંબાઇમાં મળી ૫૦ હજાર છે. તે બધા રોમન કાથોલીક ધર્મ પાળે છે, ને તેમને ફીરંગી કહેછે.

## વલંદા લોક.

૧ પોર્તુગીઝનો લાભ જોઇ,-બીજા યુરોપી દેશો લલચા-રાયા. તેમાં વલંદા મુખ્ય હતા. તેમણે પોર્તુગીઝ સત્તા તોડી પાડી. પ્રથમ હૌટમાન નામે સરદાર આફ્રિકાને કિનારે થઇ સુમાત્રા ને જાવામાં ગયો. ૧૫૯૩. પછી બીજી કંપનીઓ ઉત્પન્ન થઇ, પણ ૧૬૦૨ માં બધી જોડી દીધી.

૧૬૦૫ માં પ્રથમ વલંદાએ આમ્બોયના બંદર લઈ ત્યાં રાજધાની કરી. પછી ૧૬૧૯ માં જાવાના બટેવીઆ શેહેરમાં કરી, ને બધો વેપાર સ્વતંત્રપણે ચલાવવા લાગ્યા. પણ થોડા વખતથી અંગ્રેજ લોકો ત્યાં વેપાર કરતા, ને અરસપરસ લડાઇ થતી, આખરે ૧૬૨૩ માં આમ્બોયનાની કતલ થવાથી, અંગ્રેજો હિંદી મહાસાગરનો વેપાર છોડી દઇ, હિંદુસ્તાનમાં આવ્યા.

૨ હવે વલંદા ચોતરફ એકલા ઘુમવા લાગ્યા. ને પોર્તુગીઝનાં સંસ્થાન એક પછી એક લેવા માંડયાં. ૧૬૩૫માં ફોર્મોસા ને ૧૬૪૦ માં મલાકા લીધું. તેથી પોર્તુગીઝ લોકની પડતી આવી. વલંદા ૧૬૪૭ માં પલાર નદીને કાંઠે સાદ્રાસ શેહેરમાં વેપાર કરતા, ને ૧૬૫૧ માં તેમણે આફ્રિકાને પશ્ચિમ કાંઠે એક સંસ્થાન વસાવ્યું. અને ૧૬૫૨

માં મદ્રાસની પાસે પુલીકટમાં તેમણે કોઠી નાંખી. બંગાળાના ચિન્સુરામાં પણ તેમની સત્તા હતી. ૧૬૫૮ માં સિંહલદ્વીપમાંનો પોર્તુગીઝ તાબાના જાફનાપટણ કિલ્લો લીધો. અને કોચીન તથા કાલિકટ ૧૬૬૪ માં લીધાં. ૧૬૬૯ માં મકકાસરમાંથી પોર્તુગીઝને હાંકી કાઢયા.

**તેમની અવિચારી રાજનીતિ**—વલંદા લોકની વેપાર કરવાની રીત વિચારવાળી નહોતી. બહોળો પ્રદેશ છતાં એકલે હાથે બધો નફો લેવાના ઇરાદાથી બીજી પ્રજાપર અદેખાઇ કરતા, ને દેશી પ્રજા ઉપર પણ પ્રીતિ રાખી નહીં તેથી તેમની પડતી આવી. ઈ. સ. ૧૭૫૯ માં કલાઇવે ચિન્સુરા ઉપર સ્વારી કરી, ત્યારથી તેમની સત્તા પરવારી, ને તેમનાં ઘણુંખરાં થાણું ઈંગ્રેજે લઇ લીધાં. જાવાબેટ ઈંગ્રેજે જીતી તેમને ૧૮૧૬ માં પાછો આપ્યો, ને ૧૮૨૪ માં મલાકા ઈંગ્રેજે રાખી સુમાત્રા તેમને આપ્યો. હાલમાં વલંદાનું એકે શેહેર હિંદમાં નથી. ચિન્સુરા, નેગાપટણ, જાફનાપટણ તથા કોરોમાંડળ ને મલબાર કાંઠાપરનાં કેટલાંક બંદરોમાં તેમના મકાનની નીશાનીઓ છે.

## અંગ્રેજ લોકો.

(૧) પંદરમા તથા સોળમા સૈકામાં ઈંગ્રેજે હિંદુસ્તાનની વાયવ્ય તરફનો રસ્તો શોધવાનો પ્રયત્ન કર્યો હતો; ને ઉત્તર મહાસાગરમાં થઇ, પાસિફિક મહાસાગરમાંના મસાલાના બેટો સાથે વેપાર કરવાને પણ મહેનત કરી હતી. તે બંનેમાં તેમને લાભ મળ્યો નહતો.

સ્ટીવન્સ નામે ઇંગ્રેજ પહેલ વહેલો હિંદમાં આવેલો જણાય છે. તેની પછી ૧૫૮૩ માં. ફીચ, ન્યુબેરી, ને લીડસ નામે ત્રણ વેપારી આવ્યા હતા. ૧૫૯૬ માં હૌટમાન નામે વલંદાએ કેપ ઓફ ગુડ હોપનો માર્ગ શોધી કાઢ્યો હતો. તે રસ્તે થઇ વેપાર ચલાવવાને ઇંગ્રેજ વેપારીઓને

હીંમત આવી.

(૨) ઇંગ્લાંડમાં કેટલાક વેપારીઓની ટોળીએ, ત્યાંની રાણી ઈલીઝાબેથ પાસેથી, હિંદુસ્તાનના પૂર્વના બેટોમાં વેપાર કરવાની ૧૬૦૦ માં સનંદ લીધી. તે કંપની ૧૬૦૨ માં હિંદુસ્તાનના પૂર્વના બેટો સાથે વેપાર કરવા લાગી. હિંદુસ્તાનના પશ્ચિમ કાંઠે પોર્તુગીઝોએ તેમને પેસવા દીધા નહીં. આખરે ૧૬૧૧ માં તેમણે સુરતમાં કોઠી ઘાલી, ને ખંભાત બંદરેથી માલ ભર્યો. ઇ. સ. ૧૬૧૫ માં કમાન બેસ્ટે તાપીના મુખ આગળ પોર્તુગીઝ લોકના વહાણનો પરાભવ કર્યો. તેજ સાલમાં ઈંગ્લાંડના ૧ લા જેમ્સ બાદશાહે જહાંગીરના દરબારમાં, વેપાર સંબંધી હક લેવાને સર ટામસરોને મોકલ્યો હતો.

(૩) આમ્બોઇનાની કતલ—ઇંગ્રેજ અને વલંદાને સલાહ સંપથી વેપાર કરવાની સરત હતી. તે છતાં ૧૬૨૩ માં આમ્બોઈનાના વલંદા અમલદારે ૧૮ ઇંગ્રેજોને તેમના ચાકર સાથે કપટથી માર્યા. જેથી ઇંગ્રેજ ગુસ્સે થયા, ને તેમની તપાસ માટે કમીશન નીમાયું. તેમાં કતલ થએલા ઇંગ્રેજોના કુટુંબને વલંદાએ કેટલાક રૂપીઆ આપવા એમ ઠર્યું.

(૪) મદ્રાસમાં ઇંગ્રેજી થાણું—મસાલાના બેટમાં વલંદાએ ઇંગ્રેજને સુખેથી વેપાર કરવા ન દીધો. તેથી ઇંગ્રેજ વેપારીઓ હિંદુસ્તાનમાં આવ્યા. તેમણે ૧૬૧૦માં મછલીપટણમાં, તથા ૧૬૨૬ માં આર્મેગામમાં કોઠી ઘાલી હતી. આખરે ૧૬૩૮ માં ચંદ્રગીરીના રાજાએ તેમને મદ્રાસમાં કિલ્લો બાંધવાની પરવાનગી આપી. અહીં તેમણે ફ્રોર્ટસેંટ જ્યોર્જ નામે કિલ્લો બાંધી મદ્રાસ આબાદ કર્યું તે ૧૬૫૩ માં સ્વતંત્ર ઇલાકો બન્યો.

(૫) મુંબાઇમાં થાણું—પશ્ચિમ કાંઠે ઇંગ્રેજી વેપારનું મુખ્ય સ્થળ સુરત હતું. એ શેહેરથી ઘોઘા, અમદાવાદ

ને ખંભાત જોડે વેપાર ચલાવતા. પોર્તુગાલના રાજાની કું-વરી વેરે, ઇંગ્લાંડનો બીજો ચાર્લસ પરણ્યો. તેની પહેરામ-ણીમાં મુંબાઇ બેટ મળ્યો. ૧૬૬૨. એ બેટ ચાર્લસે વરસે સો રૂપિઆ લેવા કરી કંપનીને આપ્યો. ૧૬૬૮. એ પ્રમા-ણે મુંબાઇનું નિર્ભય સ્થળ કંપનીને હાથ આવ્યું. ને સુર-તથી કોઠી ઉપાડી ૧૬૮૭ માં ત્યાં નાંખી.

(૬) **બંગાળામાં થાણાં**—મદ્રાસ ને મુંબાઇ કરતાં બંગાળામાં ઘણી મુદતે થાણાં નંખાયાં. ૧૬૩૪ માં મુગલ બાદશાહે બંગાળામાં વેપાર કરવાની રજા આપી, પણ દરિઆ કાંઠો કબજે નહોતો. ૧૬૪૦ માં હુગલી અને ૧૬૪૨ માં બાલાસોરમાં કોઠી ઘાલી. ૧૬૪૫ માં બાઉટન નામે ઇંગ્રેજ ડોકટરે શાહાજહાંન પાસેથી પોતાના પગાર પેટે કેટલાક હક કંપનીને અપાવ્યા. ૧૬૮૧ માં બંગાળાને મદ્રાસથી જુદું કર્યું. ને બંગાળાના વેપારનો ઉપરી મી. હોજીસને નીમ્યો. ૧૬૮૬ માં નવાબ સાઈરતખાંએ ઇંગ્રેજ વખારો પર હલ્લો કર્યો. તેથી ઇંગ્રેજો બીજે સ્થળે (સુટાન્ટી) ગયા ને ત્યાં ફોર્ટસેંટ વિલીયમ નામે કિલ્લો બાંધ્યો. ઇ. સ. ૧૭૦૦ માં ઔરંગઝેબના પુત્ર આજીમ પાસેથી સુટાન્ટી, ગોવીંદ-પુર, ને કલકત્તા, એ ત્રણ ગામ વેચાતાં લીધાં. આ વખતે કંપનીનું લક્ષ, ઉપજ તથા મુલક વધારવા તરફ લાગ્યું હતું. તેમણે આ કામ માટે સરજૉન ચાઇલ્ડ નામે ઇંગ્રેજને હિં-દુસ્તાન ખાતાનો ઉપરી નીમ્યો. ૧૬૮૭

(૭) **બીજી ઇસ્ટ ઇંડિયા કંપનીની હકીકત**—પ્રથમ પોર્તુગીઝ લોક વેપાર કરવા આવેલા તેમણે બધો વેપાર રાજાને નામે ચલાવ્યો હતો. ઇંગ્રેજે ૧૬૦૦ માં કં-પની સ્થાપી. ને ત્યારપછી તેની અદેખાઇ કરનાર લંડન-માં બીજી કંપની ઉભી થઇ, પણ તે બંને ૧૭૦૮ માં જો-ડાઇ ગઇ. ત્યારપછી ૧૬૦૨ માં વલંદાએ કંપની સ્થાપી.

પણ તેમણે રાજને નામે સંસ્થાનો લીધાં. એમની પછી ફ્રેંચ કંપની ઉભી થઇ. ને ૧૬૬૪ માં તેઓ વેપાર કરવા હિંદમાં આવ્યા. તેમણે ૧૬૭૪ માં પાંડીચેરીમાં થાણું કર્યું. ને ત્યાંથી માહી, કારીકલ, યાનાન, વગેરે લીધાં. તેમની સત્તા ૧૭૬૧ માં પડી ભાગી, ને ફ્રેંચ કંપની ૧૭૬૯ માં બંધ થઈ. ડેન લોકોએ ૧૬૧૨ માં કંપની સ્થાપી. તેમનાં ત્રાંકવીબાર ને શ્રીરામપૂર એ બંને સંસ્થાનો ઇંગ્રેજે ૧૬૪૫ માં વેચાતાં લીધાં. સૌથી છેલ્લી હિંદમાં વેપાર કરનારી સ્વીડન કંપની હતી. તે ૧૭૩૧ માં શરૂ થઇ. એ બધી કંપનીઓમાંથી ઇંગ્રેજ અને ફ્રેંચ કંપનીઓનું જોર વધ્યું. છેવટે ફ્રેંચનાં પાંચ સંસ્થાન ટક્યાં, ને ઇંગ્રેજો હિંદના ધણી થયા.

—*—

## પ્રકરણ ૧૩ મું.

### અંગ્રેજ અને ફ્રેંચ સત્તા.

(૧) હિંદુસ્તાનમાં ઇંગ્રેજી રાજ્યનો આરંભ ૧૮ મા સૈકાની મધ્ય ભાગે થએલા ફ્રેંચ વિગ્રહથી શરૂ થાય છે. મદ્રાસમાં ઇંગ્રેજનું અને પાંડીચેરીમાં ફ્રેંચનું થાણું હતું—એ બંને પ્રજા કેટલાક વખત સુધી સલાહ સંપથી વરતી, પણ પાછળથી કુસંપ થયો. તેમાં ફ્રેંચ સત્તા પડી ભાગી, અને ઇંગ્રેજ જોરાવર થયા. ઔરંગજેબના મરણ પછી દક્ષિણ દેશ સ્વતંત્ર થઇ ગયો હતો. નીજામઉલમુલ્ક હૈદ્રાબાદમાં; કર્ણાટકનો નવાબ આર્કોટમાં તથા મહિસૂર, ત્રીચીનાપલી, ને તંજાવરમાં હિંદુરાજા સ્વતંત્રપણે અમલ કરતા હતા.

(૨) કરણાટકનો ૧લો વિગ્રહ—૧૭૪૬—૧૭૪૮ ઇ. સ. ૧૭૪૪ માં ફ્રેંચ ને ઇંગ્રેજ વચ્ચે યુરોપમાં લડાઈ

સળગી, ને તેની અસર હિંદમાં થઈ. ઇંગ્રેજી સત્તા સ્થાપનાર ક્લાઈવ, પ્રથમ મદ્રાસમાં વેપાર ખાતામાં નોકર રહ્યો, પણ તે કામ પસંદ નહીં પડવાથી, હાલમાં મદ્રાસના લશ્કરમાં નોકર હતો. તેમ પાંડીચેરીમાં ડુપ્લી નામે પ્રખ્યાત ફ્રેંચ સરદાર હતો. ફ્રેંચ સરદાર લાબોર્દોનેસે ઇ. સ. ૧૭૪૬ માં મદ્રાસપર હલ્લો કરી તે શહેર લીધું, ને ક્લાઈવ વગેરે દેવિદ કિલ્લામાં ભરાયા. પાછળથી કેટલાક રૂપિઆ લેઇ મદ્રાસ પાછું આપ્યું, પણ રાજ્ય લોભી ડુપ્લીને તેથી માઠું લાગ્યું, ને તેણે મદ્રાસ પાછું લેઇ દેવિદ કિલ્લાપર હલ્લો કર્યો. લશ્કરી મદદ આવી પહોચવાથી, ફ્રેંચ પાછા હઠી પાંડીચેરીમાં ગયા. પછી ક્લાઇવ તથા લારેન્સે, ફ્રેંચના પાંડીચેરી ઉપર ઘેરો ઘાલ્યો, પણ તે જીતાય એવું નહીં લાગવાથી પાછા ફર્યા. તંજાવરની ગાદીને માટે બે બાઈ લડતા હતા, તેમાંના એકને મદદ કરવાથી ઇંગ્રેજને દેવિકોટા મળ્યો. ૧૭૪૮. પછી ફ્રાન્સ અને ઇંગ્લાંડ વચ્ચે સલાહ થવાથી તેમણે એક બીજાનો લીધેલો મુલક પાછો આપ્યો, અને કર્ણાટકનો ૧ લો ઝઘડો બંધ પડ્યો. ૧૭૪૮.

(૩) **કર્ણાટકનો બીજો વીગ્રહ**—૧૭૪૮–૧૭૫૪–ઇંગ્રેજ અને ફ્રેંચ લોકોએ હવે દેસી રાજનો પક્ષ પકડી એક બીજા સામે લડવા માંડ્યું, જેથી બીજા વિગ્રહનો આરંભ થયો, ઇ. સ. ૧૭૪૮ માં હૈદરાબાદનો નીઝામ મરણ પામ્યો, તેની ગાદીએ તેનો પુત્ર નાસીરજંગ બેઠો. તેમ કર્ણાટકનો નવાબ પણ એજ સાલમાં મુઓ, ને તેની ગાદીએ અનવરરૂદીન બેઠો. એ બંને હાકેમોની સામા, ડુપ્લીએ નવા હકદાર ઉભા કર્યા. નીજામની સામા, મુજફ્ફરજંગ, અને કર્ણાટકની ગાદી માટે આગલા કોઇ નવાબનો જમાઇ ચંદા સાહેબ કરીને હતો તે થયો. ઈંગ્રેજો કર્ણાટકના નવાબની તરફ હતા. ત્રણે સંપીલા હાકેમોએ પ્રથમ

કર્ણાટક ઉપર હુમલો કર્યો. ને અંબુરની લડાઇમાં નવાબ અનવરૂદ્દીનને માર્યો. ૧૭૪૯. તેનો પુત્ર મહમદઅલી, ત્રીચીનાપલ્લીમાં ભરાયો: ને ચંદા સાહેબ અર્કાટની ગાદીએ બેઠો. તેણે પાંડીચેરીની આજુબાજુનાં ૮૧ ગામ ફ્રેંચને આપ્યાં.

બુસ્સી નામે ફ્રેંચ સરદારે નવાબનો જીંજીગઢ લીધો, તથા નાસીરજંગને ત્રીચીનાપલી આગળ હરાવી, મુજફ્ફરજંગને ગાદી અપાવી. ૧૭૫૦-રસ્તે જતાં મુજફ્ફરને કોઇએ મારી નાંખ્યો. તેથી તેના ભાઇ સલાબતજંગને બુસ્સીએ ગાદીએ બેસાડયો. એણે ઉત્તર સરકાર તથા મછલીપટણ ફ્રેંચને આપ્યાં. એ પ્રમાણે દક્ષિણમાં ફ્રેંચ સત્તા મજબુત થઇ.

**(૪) અર્કાટની લડાઇ—૧૭૫૧-** ફ્રેંચોએ પોતાના પક્ષવાળાનું કામ સારી રીતે બજાવ્યું, પણ ઇંગ્રેજો કંઇ કરી શક્યા નહોતા. તેમની આ વખતે પડતી દશા હતી. મદ્રાસ તથા બીજા બે કિલ્લા ફક્ત તાબામાં હતા, ને તેમના મિત્ર મહમદઅલીને ચંદા સાહેબે ત્રીચીનાપલીમાં ઘેરી લીધો હતો. હવે તેમણે ત્રીચીનાપલીનો ઘેરો ઉઠાવવાનો વિચાર કરવા માંડયો. એવામાં ચતુર કલાઇવે નવી યુક્તિ શોધી કાઢી. તેણે કહ્યું કે આપણે ચંદાની રાજધાની અર્કાટને ઘેરો ઘાલવો, જેથી તે ત્રીચીનાપલીનો ઘેરો ઉઠાવી અર્કાટપર આવશે. એ વાત બધાએ કબુલ કરીને ફક્ત ૫૦૦ માણસ સાથે કલાઇવને અર્કાટ મોકલ્યો. તેણે અર્કાટ જીતી લેઇ ત્યાંનો કોટ મજબુત કર્યો. એવામાં ચંદાને ખબર પડી કે પોતાની રાજધાની દુશ્મને હાથ કરી છે. તેથી તેણે ફ્રેંચ ફોજની સાથે પોતાના દીકરા રાજા સાહેબને મોકલ્યો. તેણે ઘણા દિવસ સુધી અર્કાટને ઘેરી રાખ્યું. પણ આખરે હારીને નાઠો, ૧૭૫૧. ગુત્તીના મરાઠી હાકેમ મોરારીરાવે કલાઇવને મદદ કરી હતી. ઈંગ્રેજો વિજયશાળી થયા, ને તેમની ચડતી થવા માંડી. જો એ લડાઇમાં ફ્રેંચો જીત્યા હોત, તો આજે હિંદુસ્તાનમાં ઇ-

એજી રાજ ભાગ્યે હોત. એ લડાઇ હિંદુસ્તાનના ઇતિહાસમાં પ્રખ્યાત છે. ત્યાર પછી મદ્રાસની મદદ આવી. તે લોકોને કલાઇવ, રાજા સાહેબ પુંઠે ધાયો, ને તેને આર્ની આગળ ૧૭૫૧ માં, તથા કાવરેપાક આગળ ૧૭૫૨ માં હરાવી હેરાન કર્યો.

(૫) ચંદાસાહેબને, તેનું લસ્કર છોડી ગયું. ને ફ્રેંચો, પાંડીચેરીમાં ગયા. ત્રીચીનાપલીમાંથી મહમદઅલીને ઉગાર્યો, ને તેને અર્કાટની ગાદી આપી. ત્યાર પછી કેટલીક લડાઈઓ ફ્રેંચ સાથે થઇ. તેમાં તેઓ નરમ પડ્યા. ને કલાઇવ ઈ. સ. ૧૭૫૨ માં પહેલીવારનો સ્વદેશ ગયા. ડુપ્લીને ફ્રેંચ સરકારે પાછો બોલાવી લીધો, તેથી તે ૧૭૫૪ માં ફ્રાંન્સ ગયો, ને ત્યાં અપમાન પામી ૧૭૬૩ માં મરણ પામ્યો. તેના પછી ગોડ્યુ નામે ફ્રેંચ ગવરનર આવ્યો. તેના વખતમાં બન્ને પ્રજા વચ્ચે સલાહ થઇ ૧૭૫૪, પણ તે સલાહ ઝાઝાં વર્ષ ટકી નહીં.

૬ **લાલી**—૧૭૫૮—ફ્રેંચ સરકારે ગોડ્યુ પછી લાલી નામે સરદારને ૧૭૫૮ માં હિંદમાં મોકલ્યો તેણે આવતાંવેંત દેવિદ કિલ્લો જીતી લીધો, ને એથી ફુલાઈને તેણે હિંદુસ્તાનમાંથી ઇંગ્રેજોને કાઢવાની પેરવી કરવા માંડી. એ અવિચારી ને અહંકારી હતો. તેણે નીજામના રાજ્યમાંથી બુસ્સીને બોલાવી લીધો. તેથી દક્ષિણમાંથી તેમની સત્તા ઓછી થઈ, ને ઈંગ્રેજની સાથેની લડાઇમાં જય મળ્યો નહીં. વાંદેવાસના રણમાં ઇંગ્રેજ સરદાર સર આયર કૂટે લાલી તથા બુસ્સીને હરાવ્યા. ૧૭૬૦—કર્નલફોર્ડે ઉત્તર સરકારને મછલીપટણ લીધાં. ૧૭૫૯-ને સરકૂટ ૧૭૬૧ માં જીંજી તથા પાંડીચેરી પણ જીતી લીધાં. એ પ્રમાણે ફ્રેંચ સત્તા પડી ભાગી. લાલી ૧૭૬૧ માં સ્વદેશ ગયો. ત્યાં ફ્રેંચ સરકારે તેનાપર રાજ ખોયાનો આરોપ મૂકી ફાંસી દી-

ધી. ૧૭૬૧. યુરોપમાં ફ્રેંચ અને અંગ્રેજ વચ્ચે ૧૭૬૩ માં સલાહ થવાથી ઇંગ્રેજે તેમનાં પાંચ થાણાં પાછાં દીધાં. જે તેમને તાબે છે.

---

## પ્રકરણ ૧૪ મું.

### બંગાળા ને મહિસુરનો વિગ્રહ. ૧૭૫૬—૧૭૬૯

**બંગાળાનું રાજ્ય**—પાછળ કહેવા પ્રમાણે ઔરંગઝેબના મરણ પછી ઘણાંક રાજ્ય સ્વતંત્ર થયાં હતાં. તેમાં બંગાળામાં મુર્શીદકુલીખાન નામે નવાબ સ્વતંત્ર થયો હતો. તેની રાજધાની મુર્શીદાબાદમાં હતી. તેની પાસેના કાશીમ બજાર શહેરમાં અંગ્રેજ, ફ્રેંચ ને વલંદાની કોઠીઓ હતી, ને ઇંગ્રેજનું કલકત્તા, ફ્રેન્ચનું ચંદ્રનગર તથા વલંદાનું ચીન્સુરામાં મુખ્ય સ્થળ હતું. એ નવાબ ૧૭૪૦ માં મરણ પામ્યો. તેની પછી તેના દીકરાને મારી, તેનો ભાઈ અલીવર્દીખાન બેઠો. તેને ઈંગ્રેજ સાથે સારો મેળ હતો. મરાઠાના હુમલા અટકાવવાને સારૂ કલકત્તાની આજુ બાજુ ખાઇ ખોદવાની તેણે પરવાનગી આપી હતી. એની પછી તેનો પૌત્ર સુરાજઉદૌલા ગાદીએ બેઠો ૧૭૫૬. એ મૂર્ખ ને અવિચારી હતો. ને ઈંગ્રેજની ચડતી જોઇ બળતો હતો એવામાં તેની રૈયતમાંનો એક માણસ નાસીને કલકત્તામાં ઇંગ્રેજને આશરે રહ્યો હતો, તેને ઇંગ્રેજોએ પાછો સોંપ્યો નહીં, તેથી લડાઇ જાગી. નવાબે ગુસ્સે થઈ કાસીમ બજારમાંની ઇંગ્રેજ વખારો લૂંટી. પછી ૧૭૫૬ માં કલકત્તાપર આવ્યો, કલકત્તાના કિલ્લામાંથી ઘણાં માણસ નાસી છૂટયાં ને ૧૪૬ પકડાયાં. તે બધાંને ૧૮ ચો. ફુટની અંધારી કોટડીમાં પૂર્યાં. ઉનાળાના સખ્ત તાપને લીધે, પાણી તથા પવન વગર તેમાંના ઘણાં માંણસ મરી ગયાં. નિર્દય નવાબે કેદખાનું ઉઘાડી બીજે દિવસે સવારે જોયું તો ફકત

૨૩ જણ અધમૂઆ જેવા નીકળ્યાં ને બાકીનાં મરણ પામ્યાં હતાં.

**૨ વેર વાળવાની તૈયારી**—૧૭૫૭—એ વાતની ખબર મદ્રાસ પહોંચતાં, કલાઇવ ને વાટસન નામે બહાદુર સરદારો કલકત્તાપર ચડયા, ને શહેર લઇ લીધું. એ વખતે નવાબ સામો થયો, પણ તેથી લાભ થશે નહીં એમ ધારી, કલાઈવે તેની સાથે સલાહ કરી કે, એક બીજાને હરકત કરવી નહીં. ૧૭૫૭. એ પ્રમાણે સલાહ થયાથી લડાઈ બંધ પડત, એવામાં કલાઈવે ફ્રેંચનું ચંદ્રનગર જીતી લીધું. તેથી નવાબ ગુસ્સે થયો, ને લડાઇની તૈયારી કરવા માંડી. આ વખતે ઇંગ્રેજોએ નવાબની જગા તેના સરદાર મીરજાફરને આપવાનો ઠરાવ કર્યો. એ કાવતરામાં કલાઇવ, વાટસન, નવાબનો ખજાનચી રાયદુર્લભ, જગતશેઠ વગેરે સામેલ થયા. તેમણે નવાબને ઉઠાડી કેટલીક સરતોએ મીરજાફરને ગાદી આપવાનું ઠરાવ્યું. એવામાં અમીચંદ નામે, નવાબનો વકીલ ત્યાં આવી પહોંચ્યો. તેણે કાવતરૂં છાનું રાખવા માટે ત્રીસ લાખ રૂ. માગ્યા, પણ ચતુર કલાઇવે, ખોટો દસ્તાવેજ કરી આપી તેને શાન્ત પાડયો.

**૩ પ્લાસીની લડાઇ**—૧૭૫૭—એ બધું તૈયાર કર્યા પછી લશ્કર લેઇ મુર્શીદાબાદપર ચડયા. નવાબ પોતાની સેના લેઈ સામો આવ્યો. કલાઇવે પોતાને માટે ઘટાવાળી ઊંચી જગા પસંદ કરી હતી. પછી નવાબના સૈન્ય ઉપર રાત્રે અણધાર્યો છાપો માર્યો. નવાબનું લશ્કર નાસવા માંડયું ને પોતે પણ નાસી ગયો. એથી બંગાળાની સત્તા ઇંગ્રેજના હાથમાં આવી, ને તેમની ચડતી થઈ. તેને માટે એ લડાઇ પ્રખ્યાત છે. પછી કલાઈવે વેપાર સંબંધી કેટલાક હક લખાવી લેઈ, તથા ઇંગ્રેજ અમલદારોને નજરાણા બદલ પુષ્કળ પૈસો અપાવી મીરજાફરને ગાદીએ બેસાડયો.

આ વખત અમીચંદને કંઈ ન મળવાથી તે હબક ખાઈ મરણ પામ્યો. ૧૭૫૭. એ વેળા ઈંગ્રેજોને કલકત્તાની આજુબાજુનાં ૨૪ પ્રગણાંની ઉપજ લેવાનો હક, નવાબ તરફથી મળ્યો. ઈ. ૧૭૫૯ માં તે હક કલાઇવને, બક્ષીસ કર્યો. ને તેના મરણ પછી કંપનીને મળે એવો લેખ ૧૭૬૫ માં બાદશાહે કરી આપ્યો.

**૪ બંગાળાનો ૧ લો ગવરનર કલાઇવ**—ઈ.સ. ૧૭૫૮ માં કંપનીના ડીરેકટરોએ કલાઇવને, બંગાળાનો ૧ લો ગવર્નર નીમ્યો. આ વખતે દિલ્હીના બાદશાહ તથા ફ્રેંચ એ બેના હુમલાની ધાસ્તી હતી. પ્રથમ બાદશાહના પુત્ર શાહઆલમને, પટણા આગળ કલાઈવે હરાવીને નસાડ્યો. ને પાછળ કહેવા પ્રમાણે લાલી તથા બુસ્સીને, વાંદેવાશની લડાઈમાં હરાવી, ફ્રેંચોને પણ નરમ પાડ્યા.

મીરજાફરે નીમક હરામ થઇ ઈંગ્રેજોને કાઢવાને માટે વલંદાની મદદ માગી. એ વાતની કલાઈવને ખબર પડતાં તેણે ચીન્સુરા આગળ વલંદાના સૈન્યનો ૧૭૫૯ માં નાશ કર્યો. આ બનાવ બન્યા પછી કલાઇવ ૧૭૬૦ માં બીજીવાર સ્વદેશ ગયો, ને ત્યાં ઘણું માન પામ્યો. એના ગયા પછી બંગાળાનો કારભાર ઘણી ખરાબ રીતે ચાલ્યો. નોકરો પુષ્કળ પૈસા ભેગો કરવા લાગ્યા, ને રઇયતપર જુલમ થવા માંડ્યો. મીરજાફર પોતાની ફોજનો પગાર આપી શક્યો નહીં, તેથી તેના પૈસાદાર જમાઇ મીરકાસમને ઇંગ્રેજોએ ૧૭૬૦ માં ગાદી આપી. મીરકાસીમે તેમને બર્દવાન, મેદનાપુર, ને ચીતાગાંગ પ્રગણાં આપ્યાં.

**૫ મીરકાસમ**—૧૭૬૦—મીરકાસીમને ઈંગ્રેજે ગાદીએ બેસાડ્યો, પણ તે ચતુર ને સ્વતંત્ર માણસ હતો. તેણે પોતાની છાવણી મોંગીર નામે નિર્ભય સ્થળે કરી. અને લશ્કર તથા હથિઆરો વગેરેમાં સુધારા કરવા માંડ્યા. પ-

ફરી ઇંગ્રેજની તાબેદારીમાંથી છુટવાના પ્રયત્ન કરવા લાગ્યો એવામાં તેને લડાઇ કરવાનું કારણ મળ્યું.

**લડાઇનું કારણ ને હકીકત**—શાહદારી માલનું દાણ કંપનીનું માફ હતું, ને રઇયતનું લેવાતું; પણ હમણા કંપની સાથે તેમના નોકર પણ દાણ આપવા ન લાગ્યા. તેથી નવાબની ઉપજને નુકશાન થવા લાગ્યું. આ બાબત કંપનીએ કંઇ બંદોબસ્ત નહીં કરવાથી નવાબ ગુસ્સે થયો. ને લડાઇ થઇ. એણે તમામ રૈયતનું દાણ માફ કર્યું, ને ઇંગ્રેજ માલની હોડીઓપર હલ્લો કર્યો જેથી ઇંગ્રેજ સામા થયા.

પ્રથમ પટણા ઉપર ઇંગ્રેજે હલ્લો કરી તે શહેર લીધું, પણ મીરકાસીમે પાછળથી જીતી લેઇ ૨૦૦ અંગ્રેજની કતલ કરી ૧૭૬૩. આખરે ઘેરીઆ મુકામે ઇ. સ. ૧૭૬૩ માં મોટી લડાઈ થઇ, તેમાં મેજર આદમ્સે તેને હરાવ્યો. આ વખતે નવાબની ગાદી બુઢા મીરજાફરને આપી ૧૭૬૩. મીરકાસમ નાસીને અયોધ્યાના નવાબ સુજાઉદ્દૌલા પાસે ગયો, ત્યાં દિલ્લીનો પાદશાહ શાહઆલમ પણ આવી મળ્યો. પછી એ ત્રણેની એકસંપી ફોજે પટણા ઉપર હલ્લો કર્યો. તેમાં તેઓ હાર્યા. ફરીથી મેજર મનરોએ બકસર આગળ ૧૭૬૪ માં હરાવ્યા. તેથી નવાબ તથા બાદશાહ શરણે આવ્યા, ને મીરકાસમ નાસી ગયો.

**(૭) કલાઇવનો બીજીવાર કારભાર**-૧૭૬૫-૧૭૬૭ કલાઇવ ૧૭૬૫ ના મે માસમાં વિલાયતથી આવ્યો. તેના આવતા અગાઉ બંગાળાના નવાબની હાર થઇ હતી, તેમ અયોધ્યાનો નવાબ અને શાહઆલમ બાદશાહ પણ તાબે થયા હતા. મીરજાફર મરી ગયો હતો ૧૭૬૫. તેની જગા તેના પુત્ર નજમદ્દૌલાને કેટલાક પૈસા લેઇને આપી હતી. કલાઇવે આવીને બે મોટાં કામ કર્યાં. દિલ્લીના બાદશાહ પા-

સેથી ફાયદેસર મુલક મેળવ્યો. (૨) નોકરોનું અંધેર મટાડ્યું. પ્રથમ તે કલકત્તેથી અલહાબાદ ગયો ને અયોધ્યાના નવાબને તેનો મુલક ૫૦ લાખ રૂ. લેઇ પાછો આપ્યો.

એ વખતે બંગાળા, બહાર ને ઓઢિઆની વસુલાત લેવાનો સંપૂર્ણ અધિકાર, દિલ્હીના શાહે કંપનીને આપ્યો. ઉત્તર સરકારની વસુલાત પણ મળી, ને તે બદલ ૩૦ લાખ રૂ. ખંડણી દાખલ બાદશાહને ભરવા એમ ઠર્યું. એ પ્રમાણે એ પ્રાંતોમાં બે રાજ્યની સત્તા શરૂ થઇ. વસુલાતનું કામ કંપની કરે, અને ફોજદારી વગેરેના અધિકાર નવાબ ચલાવે.

(૮) **ક્લાઇવનું છેલ્લીવારનું સ્વદેશ જવું**—મુલક મેળવ્યા પછી તેણે મુલ્કી તથા લશ્કરી ખાતામાં સુધારો કર્યો. નોકરોના પગાર વધારી લાંચ લેતા અટકાવ્યા, ને સિપાઇઓનું બેવડું ભાથું બંધ કર્યું. એ પ્રમાણે શાંતિ કરીને તે ઇ. સ. ૧૭૬૭ માં છેલ્લીવારનો સ્વદેશ ગયો, ત્યાં એને ઘણું માન મળ્યું. પાછળથી એના દુશ્મનોએ તેનાપર કામ ચલાવ્યું. તેમાં તે જીત્યો. પણ આપઘાત કરી ૧૭૭૪ માં મરણ પામ્યો. એ ખરેખરો શૂરવીર, હીંમતવાન, ને ચતુર સરદાર હતો. હિંદમાં કર્ણાટક અને બંગાળાની જીત મેળવી ઇંગ્રેજી રાજ્યનો મજબુત પાયો નાંખનાર એ હતો.

## મહિસુર વિગ્રહ ૧ લો ૧૭૬૭—૧૭૬૯.

**હૈદર અલી**—મહિસુરમાં વિજયનગરના રાજાનો હિંદુ વંશ રાજ્ય કરતો હતો. હાલમાં રાજા નબળો હોવાથી બધી સત્તા નંદરાજ નામે પ્રધાનના હાથમાં હતી. તેની ફોજમાં ફતેહમહમદ કરીને પંજાબી ૪૦૦ર નાયક હતો. એ લડાઇમાં મરાયા પછી તેનો મોટો પુત્ર શાબાસ નોકર રહ્યો. એના નાના ભાઇનું નામ હૈદર હતું. પાછળથી તે પણ નોકર રહ્યો. ને પરાક્રમ કરી મોટી પદવી પામ્યો. ઇ. સ. ૧૭૬૧ માં તેણે નંદરાય તથા રાજાને ઉઠાડી ગાદી લીધી.

ને પછી બેદનુર તથા કાલીકટ લેઈ ઈંગ્રેજી સરહદ ઉપર આવ્યો. જેથી અંગ્રેજોને તેનું બળ અટકાવવાની જરૂર પડી. ચંગામ, ત્રીનોમાલી ને અંબૂર આગળ ઈ. સ. ૧૭૬૭ માં કર્નલ સ્મીથ સાહેબે તેને હરાવ્યો, ને ઈ. સ. ૧૭૬૯ માં સલાહ થઈ કે એકબીજાનો મુલક પાછો આપવો તથા સંકટ વખતે મદદ કરવી.

---

## પ્રકરણ ૧૫ મું.

(૧) ક્લાઇવના ગયા પછી પાંચ વર્ષ સુધીમાં કંઇ જાણવા લાયક બનાવ, હૈદરની લડાઈ સિવાય બન્યો નથી. ઈ. સ. ૧૭૭૦ માં ઓરિઆમાં દુકાળ પડવાથી ઘણાં માણસ મુઆં. કંપનીના દેશી ઇજારદારો તેમ અંગ્રેજ અધિકારીઓ પૈસા મેળવવા માટે કેટલાંક અઘટિત કામ કરતા. ઈ. સ. ૧૭૭૨ માં કૌંસીલનો વડો મેમ્બર વાર્નહેસ્ટીંગ્સ ગવર્નર નીમાયો. એ હિંદુસ્તાનમાં જુનો નોકર હતો. તેણે ક્લાઇવની પાયો નાંખેલી ઇમારત સારી રીતે ચણી. વસુલાત ખાતામાંથી દેશી કારભારીઓને બાતલ કરી, ઈંગ્રેજી અમલદારો રાખ્યા. તેમને કલેક્ટર કહેતા. ન્યાય ખાતામાં તથા પોલીસ ખાતામાં તેણે સુધારા કર્યા. સને ૧૭૭૪ સુધી તે બંગાળાનો ગવર્નર હતો, પણ પાર્લામેંટના કરેલા ૧૭૭૩ ના રેગ્યુલેટીંગ આકટના ધારાથી બંગાળાનો ૧ લો ગવર્નર જનરલ કહેવાયો; તેને મદદ કરવાને મી. બાર્વેલ, મી. ફ્રાન્સીસ, જનરલ ક્લેવરીંગ, અને કર્નલ મોન્સન, એ ચાર જણની કૌંસીલ નીમી; ગવરનર જનરલની સત્તા મુંબઈ અને મદ્રાસના ગવર્નરો ઉપર ચાલે; કલકત્તામાં નવી અદાલત સ્થાપી; એ પ્રમાણે ધારો થયો. કૌંસીલમાં બાર્વેલ સિવાયના ત્રણ મેમ્બરોના સામા થવાથી, તથા ડીરેક્ટરોની

ઉપરા ઉપરી નાણાં માગણીને લીધે તેણે કરેલાં કેટલાંક અ-
ઘટિત કામથી તે નીંદાયો.

**(૨) ઉપજ વધારવાના અયોગ્ય કામ.** (૧)બંગા-
ળાના નવાબને જે પેન્શન મળતું, તેમાંથી ઘટાડો કરી ૧૬.
લાખ રૂ. બચાવ્યા. (૨) કોરા તથા અલાહાબાદ પ્રાંત કલા-
ઈવે દિલ્લીના બાદશાહને દીધા હતા, તે તેની પાસેથી ખું-
ચી લીધા, કેમકે તે મરાઠાના કબજામાં હતો. એ પ્રાંતો
૫૦ લાખ રૂ. લેઈ અયોધ્યાના નવાબને વેચ્યા. (૩) બં-
ગાળા, બહાર વગેરે પ્રાંતોની ઉપજ લેવા બદલ બાદશાહને
૩૦ લાખ રૂ. ખંડણી ભરવી પડતી તે બંધ કરી (૪)
અયોધ્યાના નવાબને રોહિલા લોકો નડતા હતા, તેમને મારી
કાઢવાને ઠરાવ પ્રમાણે મદદ કરવી પડી, એમાં ઘણું ખર્ચ
થયું. એ કામમાં તેના ત્રણ સામાવાળીઆ ઉલટા હતા.
(૫) નાણાની તંગી મટાડવાના ઈરાદાથી કાશીના રાજા
પાસેથી તથા અયોધ્યાની બેગમ પાસેથી પૈસા કઢાવ્યા.
કાશી પ્રગણાને પેટે ત્યાંના રાજા ચૈયતસિંગ પાસેથી ૨૨ા
લાખ રૂ. ખંડણી મળતી એ પ્રાંત ૧૭૭૫ માં અયોધ્યા-
ના નવાબ અસાફઉદૌલાએ આપ્યો હતો. હેસ્ટીંગ્સે તેની
પાસે વધારે પૈસા માગ્યા, તેથી તે સામો થયો. તેને ૧૭૮૨
માં હરાવી નસાડયો. પછી વધારે ખંડણી ઠરાવીને તેના
ભત્રિજાને ગાદી આપી. (૬) ચૈયતસિંગને મદદ કરવાનું
તહોમત મૂકી અયોધ્યાની બેગમનો દંડ કર્યો તે તેણે આ-
પવાની ના પાડવાથી, જુલમ કરી નાણાં મેળવ્યાં. એ પ્ર-
માણે તેણે કેટલાંક ગેર વ્યાજબી કામ કર્યા.

**(૩) ૧ લો મરાઠા વીગ્રહ—૧૭૭૫-૧૭૮૨.**-પુનાની
ગાદી માટે પાછળ કહેવા પ્રમાણે તકરાર ચાલી હતી. તે-
માંના એક ઉમેદવાર રઘુનાથરાવને મદદ કરવાનું મુંબાઇ
સરકારે ધાર્યું, ને તેના બદલામાં સાષ્ટી વગેરે બેટ લેવાની,

સુરત મુકામે, રાઘોબા સાથે સલાહ કરી ૧૭૭૫; પણ કલકત્તા સરકારને એ વાત પસંદ નહિ પડવાથી તેમણે ખરા હકદાર માધવરાવને મદદ કરવાનું લખ્યું, ને પુરંદર મુકામે ૧૭૭૬ સલાહ કરી. મુંબઇથી સૈન્ય નીકળી ચુક્યું. ને કલકત્તાનું સૈન્ય રસ્તામાં હતું. પાછળથી માલમ પડયું કે ફ્રેંચ ફોજ રાખી મરેઠા લશ્કર તૈયાર કરે છે. એથી કલકત્તા સરકારે મુંબાઇ સરકારનો આગલો ઠરાવ બહાલ રાખ્યો. પણ એવામાં મુંબઇના લશ્કરની પુના આગળ ૧૭૭૯ માં હાર થઇ, ને તેણે વારગામ મુકામે નામોશી ભરેલા કરાર કબૂલ કર્યા. બંગાળાનું લશ્કર હજુ આવી પહોંચ્યું નહોતું. તેથી હેસ્ટીંગ્સે તે ટુકડીના ઉપરી લેસ્લીને પાછો બોલાવી તેની જગાએ કર્નલ ગોડર્ડને મોકલ્યો. તેણે સન ૧૭૮૦ સુરત તથા અમદાવાદ લીધાં. ને મરેઠાને હરાવ્યા. આખરે સાલબાઇ મુકામે સન ૧૭૮૨ માં સલાહ થવાથી પહેલો ઝઘડો પતી ગયો. આ વખતમાં કપ્તાન પોપ્હામે ગ્વાલીયર ગઢ જીતી લીધો હતો. ૧૭૮૦.

(૪) **બીજો મહિસુર વિગ્રહ—૧૭૮૦—૧૭૮૪** હૈદર ઉપર મરાઠા ૧૭૭૨ માં ચઢી આવ્યા, ત્યારે તેને ઇંગ્રેજે મદદ ન કરી તથા માહીની થડમાં તેનો કેટલોક મુલક દબાવ્યો. એવાં બહાનાં કાઢી, હૈદરે બીજો વિગ્રહ આરંભ્યો. પ્રથમ ૧૭૮૦ માં કર્નલબેલી સાહેબ પેરામબોકમ આગળ હાર્યો, ને સર આયરકૂટ ૧૭૮૧ માં ચીલામ્બ્રમ આગળ હાર્યો; પણ પાછળથી કૂટે પોર્ટોનોવો; પોલીલોર, ને શોલીંગર આગળ ૧૭૮૧ માં તથા પનીઆની આગળ ૧૭૮૨ માં હૈદરનો પરાભાવ કર્યો. એવામાં ૧૭૮૨ માં ચિતુરમાં તેનું મરણ થયું. તેની પછી તેના પુત્ર ટીપુએ લડાઇ જારી રાખી, પણ આખરે કંઇ ન ચાલવાથી ૧૭૮૪ માં મેંગલોર મુકામે સલાહ કરી. તેથી એક બીજાનું લીધેલું પાછું

મળ્યું. ને બીજો ઝઘડો પૂરો થયો.

(૫) **કારભારનો અંત**—હેસ્ટીંગ્સના વખતમાં કલકત્તાના નંદકુમાર નામે બ્રાહ્મણે તેનાપર ફરિયાદ માંડી હતી. પણ પાછળથી તે બ્રાહ્મણે ખોટો લેખ બનાવેલો માલમ પડવાથી, તેને ફાંસી દીધી ૧૭૭૫. તે ૧૭૮૧ માં સ્વદેશ ગયો. ત્યાં કાશીના રાજા સંબંધી તથા અયોધ્યાની બેગમો વગેરેના કામ સંબંધી તેનાપર બર્ક સાહેબે તહોમત મુક્યાં. સન ૧૭૮૮ થી ૭ વર્ષ સુધી તપાસ થઈ તેમાં ઘણું ખર્ચ કરીને છુટયો. ડીરેકટરોએ પાછળથી તેને સારી મદદ આપી હતી. તે ૧૭૫૦ થી ૧૮ વર્ષની ઉમ્મરે હિંદુસ્તાનમાં નોકર રહ્યો હતો.

(૬) **પીટનું બીલ**—હિંદુસ્તાનના કારભાર સંબંધી વિલાયતમાં વારંવાર ચર્ચા થતી. સન ૧૭૮૩ માં ફોક્સ નામના પ્રધાને એક બીલ મુક્યું. કંપનીએ વેપારનું કામ કરવું. અને રાજ્યકારભાર પાર્લમેંટ ચલાવે. એવી તે બીલની મતલબ હતી, પણ તે મંજુર થયું નહીં. ત્યારપછી ૧૭૮૪ માં પીટ્ટ નામના પ્રધાને બીલ મૂક્યું. તેમાં એ મતલબ હતી કે, કંપનીના ૨૪ ડીરેકટરોને માથે ત્રણ માણસની છૂપી કમીટી નીમવી. તથા તે બધાને માથે ૭ માણસની એક કમીટી નીમવી. (૨) કલકત્તાની કૌંસીલમાંજ ૪ ને બદલે ત્રણ સભાસદ રાખવા. ને મુંબઇ તથા મદ્રાસ માટે પણ કૌંસીલ ઠરાવવી. એ બીલ મંજુર થયું.

## લાર્ડ કાર્નવાલીસ—૧૭૮૬—૧૭૯૩.

હેસ્ટીંગ્સના ગયા પછી ૨૦ માસ સુધી મેકફર્સન સાહેબે કામ ચલાવ્યું. પછી ૧૭૮૬ માં કાર્નવાલીસ આવ્યો. તેના વખતમાં મુખ્ય બે બનાવ બન્યા.

**૧ જમાબંધીનો સુધારો**—હેસ્ટીંગ્સે વસુલાત ખાતામાં સુધારો કર્યો હતો તે કામ, કાર્નવાલીસે પૂરૂં કર્યું. તે

ણે જમાબંદીના ત્રણ નિયમ બાંધ્યા (૧) મોટા જમીનદારોએ પોતાના તાબાની જમીનનો કુલ આંકડો સરકારમાં ભરવો. (૨) લોકોએ પોતાના ગામની કુલ ઉપજનો આંકડો સરકારમાં ભરવો. (૩) પ્રત્યેક ખેડુતે પોતાની જમીનને માટે ઠરાવેલી વિઘોટી ભરવી, પહેલી રીત બંગાળામાં ને ત્રીજી મદ્રાસ તથા મુંબાઇ ઇલાકામાં ચાલે છે.

૨ ત્રીજો મહિસુર વિગ્રહ—૧૭૯૦—ઈંગ્રેજના મિત્ર ત્રાવણકોરના રાજા ઉપર ટીપુએ ચડાઇ કરી તેથી ઇંગ્રેજ ગુસ્સે થયા, ને ઇંગ્રેજોએ નીજામને પોતાના મિત્રનાં નામ લખી આપ્યાં તેમાં ટીપુનું નામ નહોતું તેથી ટીપુને બહાનું જડયું. કાર્નવાલીસ પંડે લડવા ગયો. શીમોગા, અને અરીકેરા આગળ ૧૭૯૧ માં લડાઇ થઈ, તેમાં ટીપુ હાર્યો. ઇંગ્રેજે બેંગલોર તથા નંદીદુર્ગ જીતી લીધાં. પછી ૧૭૯૨ માં શ્રીરંગપટ્ટણ આગળ જબરી લડાઇ થઇ તેમાં ટીપુની હાર થઇ, ને તેણે સલાહનું કહેણ મોકલ્યું. કાર્નવાલીસે સલાહ કરી કે, ટીપુએ પોતાનું અડધું રાજ ઇંગ્રેજ, મરેઠા, વગેરેને આપવું, તથા લડાઇના ખરચ બદલ ૩ કરોડ રૂ. આપવા-એ પ્રમાણે મહિસુરનો ઝઘડો પત્યો. ૧૭૯૨—

(૩) કાર્નવાલીસ ૧૭૯૩ માં સ્વદેશ ગયો. હિંદમાં આવેલા અમીરોમાં તે પહેલો હતો. ૧૭૫૮ માં વીશ વર્ષની ઉમ્મરે હિંદમાં નોકર રહ્યો હતો. તેણે બંગાળા. મદ્રાસ ને મુંબાઇનાં કામ જૂદાં પાડયાં, વસુલાતને ન્યાયખાતાં જુદાં પાડયાં, તથા કલકત્તામાં હાઇકોર્ટ સ્થાપી.

## સર જાન શોર ૧૭૯૩—૧૭૯૮.

(૧) એ ૧૭૯૩ માં આવ્યો, તેનો વિચાર એવો હતો કે દેશી રજવાડામાં હાથ ન ઘાલતાં, સલાહ સાંતીથી કારભાર ચલાવવો, તેણે દેશી રાજાઓને મદદ દીધી નહીં. તેથી નીજામે સીકંદ્રાબાદની છાવણી ઉઠાવી લીધી, તથા

ફ્રેંચ સરદાર રાખી કવાયત શીખવવા માંડી.

(૨) કર્ણાટકનો નવાબ મહમદઅલી ૧૭૯૫ માં મ-રણ પામ્યો. તેના પુત્રને ઇંગ્રજે ગાદી આપી, પણ તે બ-રાબર ચલાવી શક્યો નહીં, તેથી આગળ જતાં ૧૮૦૧ માં તેનું રાજ લેઇ લીધું. તેમ અયોધ્યાનો નવાબ અસોફુદૌ-લા ૧૭૯૭ માં મુઓ. તેની પાછળ ગાદીની તકરાર પડી. અંગ્રેજે મરનારના ભાઇ સાદતઅલીને ગાદી આપી. ને બી-જા ઉમેદવાર વજીરઅલીને કેદ કર્યો. એ પ્રમાણે કારભાર કરી, તે ઇ. સ. ૧૭૯૮ માં સ્વદેશ ગયો.

## લાર્ડ વેલ્સલી ૧૭૯૮—૧૮૦૫.

(૧) એને મોર્નીંગ્ટન પણ કહે છે. તે ૧૭૯૮ માં આવ્યો. તેનો વિચાર એવો હતો કે દેશી રાજ્યોને તાબે ક-રી, ઇંગ્રેજી સત્તાઓમાં વધારો કરવો. આગલા ગવર્નરના વખતમાં દેશી રાજાઓને મદદ મળી નહીં, તેથી નીજામ, ટીપુ, મરેઠા વગેરે ફ્રેંચ ફોજ રાખી મરજી મુજબ વરતતા હતા. વેલ્સલીએ બધાને તાબે કરવાનો ઠરાવ કર્યો, પ્રથમ નીજામ સાથે સલાહ કરી પક્ષમાં લીધો. ને તેના રાજ્યમાંથી ફ્રેંચોને કઢાવ્યા. ૧૭૯૮.

(૨) **મહિસુરનો ૪ થો વિગ્રહ**—શ્રીરંગપટણની સ-લાહ થયા પછી ટીપુ વધારે ક્રોધે ભરાયો હતો. તે ફ્રેંચ ત-થા અફ્ઘાનો જોડે કાગળ લખી, ઇંગ્રેજ સામે થવાની તૈ-યારી કરતો હતો. આ બાબત વેલ્સલીએ જવાબ માગ્યો, પણ તેણે ઉત્તર નહીં આપવાથી લડાઇ થઇ. માલવેલી આ-ગળ હારીસે, સીડાસુર આગળ સ્ટુઅર્ટે; ને શ્રીરંગપટણ આગળ જનરલ બેયર્ડે ૧૭૯૯ માં તેનો પરાભવ કર્યો. ટીપુ રણમાં પડયો ને મહિસૂરના વિગ્રહનો અંત આવ્યો.

(૩) **ટીપુના રાજની વહેંચણ**—ટીપુનું રાજ ત્રણ ભાગે વહેંચાયું. (૧) શ્રીરંગપટણ અને આજુબાજુનો ભા-

ગ ઈંગ્રેજે રાખ્યો. (૨) મહિસુરનો ભાગ, આગલા હિંદુરાજાના વંશજને ગાદીએ બેસાડી આપ્યો. (૩) બાકીનો ભાગ નીજામ, મરેઠા વગેરે મદદગાર રાજાઓને મળ્યો. કર્નલ વેલ્સલી (ગવર્નરનો ભાઇ) એ શ્રીરંગપટણમાં રહી સારી રીતે રાજ્ય ચલાવ્યું. ટીપુના બે પુત્રોને વેલોરમાં કેદ કર્યા. પાછળથી કલકતે મોકલ્યા હતા.

(૪) ઇ. સ. ૧૮૦૦ માં સુરતના નવાબને પેન્શન બાંધી આપી, સુરત તથા તેની આજુબાજુનાં ગામ કબજે કર્યા; તેમ અયોધ્યાનો નવાબ પોતાની ખંડણીનો આંકડો બરાબર ભરતો નહીં, તેથી તેની પાસેથી ઇ. સ. ૧૮૦૧માં લખનોરનો કરાર લખાવી લેઇ હમેશને માટે વાયવ્ય પ્રાંત લીધા.

(૫) **બીજો મરાઠા વિગ્રહ**—૧૮૦૩-ટીપુના વિગ્રહમાં મરાઠાએ, જોઇએ તેવી મદદ આપી નહોતી. તેમનાં આ વેળા પાંચ મોટાં રાજ્ય હતાં. પેશ્વા, સીંધીયા, હોલકર, ગાયકવાડ ને ભોંસલા. બધામાં વડો, પેશ્વા હતો પણ તેની સત્તા બરાબર ચાલતી નહોતી. હોલકરે તેનાપર ૧૮૦૧ માં ચડાઇ કરીને નસાડયો. તેથી તે ઇંગ્રેજને શરણે ગયો. ઇંગ્રેજે તેની સાથે વસઇ મુકામે ૧૮૦૨ માં સલાહ કરી કે પેશ્વાના ખરચે પુનામાં ઇંગ્રેજી સૈન્ય રહે, ને બીજા રાજ્ય સાથેના વાંધા ઇંગ્રેજ મારફત પતવવા. પછી પેશ્વાને ગાદીએ બેસાડયો. પણ એ સલાહથી સીંધીઆ તથા ભોંસલે નારાજ થયા. ને તેમણે ઇંગ્રેજની સાથે લડાઇ કરી, તેને મરાઠી બીજો વિગ્રહ કહે છે.

૧ **લડાઇની હકીકત**—પ્રથમ આર્થર વેલ્સલીએ અસાઇ તથા આર્ગામ આગળ સન. ૧૮૦૩ માં બંને મરાઠા રાજાને હરાવ્યા, ને અહમદનગર લીધું; તેમ લોર્ડ લેક

દિલ્હી અને લાસવારી આગળ સીંધીઆને સન ૧૮૦૩ માં હરાવીને દિલ્હી તથા આગ્રા લીધાં. દિલ્હીના આંધળાશાહને આ વખત છોડાવ્યો પછી સીંધીઆ તથા ભોંસલાએ હાર થવાથી, સલાહના કહેણુ મોકલ્યાં, તેથી ઇંગ્રેજે સલાહ કરી. સીંધીઆ સાથે સીરજીઅંજે ગામ આગળ ૧૮૦૩ માં સલાહ થઈ કે; ગંગાજમના વચ્ચેનો દુઆબ તથા બીજો કેટલોક ભાગ ઇંગ્રેજને આપવો, ને પડોશનાં રાજ્ય વચ્ચેના કજીઆ અંગ્રેજ મારફત પતવવા. ભોંસલા સાથે દેવગામ આગળ ઇ. સ. ૧૮૦૩ માં સલાહ થઈ કે. કટક બાલાસોર વગેરે ઇંગ્રેજને આપવાં. બીજી યુરોપ પ્રજાને રાખવી નહીં, અને પડોશી રાજ્યના વાંધા ઇંગ્રેજ મારફત પતાવવા. એ પ્રમાણે બંને તાબે થયા.

૭ **હોલકર**—એ તાબે થયો નહોતો. એણે સીખ, તથા ભરતપુરના રાજા વગેરેને ઉશ્કેર્યા, ને ઇંગ્રેજને પાંશરો જવાબ દીધો નહીં. તેથી તેની સાથે લડાઈ થઇ. પ્રથમ મોન્સનની હાર થઇ, પણ પાછળથી તેણે તથા જનરલ ફ્રેજરે મળીને દીગ આગળ ઇ. સ. ૧૮૦૪માં હરાવ્યો. ભરતપુરના રાજાએ હોલકરને આશરો દીધો હતો, માટે લોર્ડ લેકે તે ગઢ ઘેર્યો. પણ જીતાયો નહીં. ૧૮૦૫. તેથી તે રાજાની સાથે સલાહ કરી. લોર્ડ લેકે ઇ. સ. ૧૮૦૪માં ફરૂકાબાદ આગળ હોલકરને હરાવ્યો. પરંતુ તે તાબે થયો નહીં એ પ્રમાણે વેલ્સલી સાહેબે વાયવ્ય પ્રાંત, પૂના, મહિસુર વગેરે જીતીને, ઇંગ્રેજી રાજ્યનો વિસ્તાર વધાર્યો, ને પોતાની ધારણા પાર પાડી. તે ૧૮૦૫ માં સ્વદેશ ગયો. તેની સાથે તેનો ભાઈ આર્થર વેલ્સલી (ડયુક ઓફ વેલીંગ્ટન) પણ ગયો.

---

## પ્રકરણ ૧૬ મું.

### લોર્ડ કાર્નવાલીસ બીજીવાર—૧૮૦૫—૧૮૦૫

વેલ્સલીના ગયા પછી કાર્નવાલિસ બીજીવાર ગવર્નર જનરલના હોદ્દાપર આવ્યો; પણ તેનાથી ઝાઝી મુદત ભોગવટો થયો નહીં, કેમકે લોર્ડ લેકને મળવા જતાં ગાજીપુર આગળ ૧૮૦૫ માં મરણ પામ્યો. તેની જગા કૌંસીલના મુખ્ય મેમ્બર સર જ્યોર્જ બાર્લોને મળી.

**સર જયોર્જ બાર્લો—૧૮૦૫—૧૮૦૭** એણે સલાહ શાંતીથી રાજ ચલાવ્યું. હોલ્કર આ વખતે સીખ રાજાની મદદ માટે ગયો હતો, પણ મદદ ન મળવાથી તેણે ૧૮૦૫ માં ઈંગ્રેજ સાથે સલાહ કરી. તેમ સીંધીઆએ પણ એજ સાલમાં ફરી સલાહ કરી. વેલોરના સિપાઇઓએ ટીપુના કુંવરોની શીખવણીથી બંડ ઉઠાવ્યું. તે ગીલેસ્પીએ ઇ. સ. ૧૮૦૬ માં સમાવ્યું. ટીપુના કુંવરને ત્યાંથી કલકતે મોકલ્યા. દેશી રાજાઓને મદદ ન આપવાથી તેઓ નાખુશ થયા. બાર્લો ઇ. સ. ૧૮૦૭ માં સ્વદેશ ગયો.

### લોર્ડ મીન્ટો ૧૮૦૭--૧૮૧૩.

તેણે વેલ્સલીનું જીતેલું રાજ્ય આબાદ કર્યું તેના વખતમાં ફ્રેંચના મારીસ, બુર્બોન બેટ મળ્યા, જાવા પણ તેણે જીત્યો. ૧૮૦૯. આ વખતે રશિયન સરકારની બીકથી, સરહદનાં રાજ્યો સાથે સલાહ કરવાને વકીલો મોકલ્યા. પંજાબમાં મેટકાફ, અફઘાનિસ્તાનમાં એલ્ફીન્સ્ટન ને ઇરાનમાં માલ્કમ ગયો. એના વખતમાં કંપનીના પટામાં ૧૮૧૩ માં ફેરફાર થયો. કંપનીને ચીનનો પટો આપ્યો તથા હિંદના વેપારની છૂટ બધા ઇંગ્રેજોને આપી. તે ૧૮૧૩ માં સ્વદેશ ગયો.

**લોર્ડહેસ્ટીંગ્સ(મોઇરો)-૧૮૧૪-૧૮૨૩—એ ૧૮૧૪**

માં કલકતે આવ્યો તેના વખતમાં ત્રણ મોટા બનાવ બ-
ન્યા. (૧) નેપાળ સાથે વિગ્રહ, (૨) પીંઢારી વિગ્રહ. (૩)છે-
લ્લા મરાઠી વિગ્રહ.

**૧ ગુર્ખાની લડાઇ**—ચૌદમા સૈકામાં કનોજનું રાજ
તૂટયું, તે વારે તેમાંની એક શાખાએ નેપાળમાં રાજ સ્થા-
પ્યું હતું. ૧૭૬૭—એમણે સરહદપરનો કેટલોક ઈંગ્રેજી મુ-
લક દબાવ્યો ને ઈંગ્રેજી લશ્કરને નુકશાન કર્યું, તેથી લડા-
ઈ કરવાની જરૂર પડી. પ્રખ્યાત સરદાર ઓક્ટરલોનીને
આગેવાન કર્યો ને તેની સાથે ગીલેસ્પી, વુડ, માર્લી વગેરે
સરદારો મોકલ્યા. પ્રથમ ગીલેસ્પીને જય ન મળ્યો.

પણ ઓકટરલોનીએ નલગઢ લીધો ૧૮૧૪-પછી ત્રણ
મોટી લડાઈ થઇ. મલુન આગળ ૧૮૧૫, મકવાનપુર આગળ
૧૮૧૬, ને હરિહર આગળ ૧૮૧૬ માં ગુર્ખા હાર્યા. છેવટે
સરહદપરનો કેટલોક મૂલક આપી ૧૮૧૬ માં તેમણે સ-
લાહ કરી.

**૨ પીંઢારી વીગ્રહ**—એ, એક જાતના લૂટારા હતા.
તેમનામાં ઘણી જાતો એકઠી થઇ હતી, તેમના ૩ મુખ્ય
સરદાર હતા. અમીરખાન, કરીમખાન ને ચીતુ. તેઓનું ર-
હેઠાણ મધ્યહિંદમાં હતું, પણ ત્યાંથી ઘણે દૂર જતા. હેસ્ટીં-
ગ્સે સવા લાખ માણસનું લશ્કર તેમના નાશ માટે, જૂદે
જૂદે ઠેકાણે રાખ્યું, આખરે તેઓ શરણે આવ્યા. અમીર-
ખાનને ટાંકસંસ્થાનની જાગીર આપી; કરીમખાન, ગોરખ-
પુરમાં ગયો; ને ચીતુના વાઘે પ્રાણ લીધા. એમાં સર જાન
માલ્કમે સારી મદદ કરી હતી. ૧૮૧૭.

**૩ મરાઠી છેલ્લો વીગ્રહ**—એ વખતે પેશ્વા, હો-
લ્કર ને ભોંસલાએ લડાઈ આરંભી (૧) પેશ્વા વિષે—વસ-
ઇની સલાહ થયા પછી પેશ્વા બાજીરાવ, ઇંગ્રેજ સામે છ-
ાને કાવતરાં કરતો. તેને ત્રીંબકજી નામે ખરાબ મંત્રી હતો.

ગાયકવાડે નાણાં સંબંધી હિસાબ કરવાને ગંગાધર શાસ્ત્રીને પુને મોકલ્યો. તેનું ત્રીંબકજીએ ૧૮૧૫ માં પંઢરપુરમાં ખુન કરાવ્યું પછી ઈંગ્રેજે ત્રીંબકજીને પકડી કેદ કર્યો ને પેશ્વા સાથે ૧૮૧૭માં સલાહ કરી. તોપણ તે શાન્ત થયો નહીં. તેણે ઇ.સ. ૧૮૧૭માં ઈંગ્રેજ રેસીડંટ એલ્ફીન્સ્ટનના બંગલાપર હલ્લો કર્યો. તેથી ઇંગ્રેજી લશ્કર લડવાને આવ્યું. ખડકી અને કોરેગામ આગળ ૧૮૧૭ માં તથા આષ્ટી આગળ ૧૮૧૮માં જનરલ સ્મીથે પેશ્વાને હરાવ્યો. બાજીરાવનો પ્રખ્યાત સરદાર બાપુગોખલે મરાવાથી, તે રણભૂમિમાંથી નાઠો પણ આખરે માલ્કમને શરણે આવ્યો. ઈંગ્રેજે તેને આઠલાખ રૂ—નું પેન્શન બાંધી આપી, બીઠુરમાં રાખ્યો. ને પુનાનું રાજ્ય જીતી લેઇ બીજા શાહુના કુંવર બાળાસાહેબને ઈંગ્રેજના આશરાનીચે સતારાની ગાદીએ બેસાડ્યો. ઇ. સ. ૧૮૧૮.

૨ **ભોંસલા**—નાગપુરમાં પરસાજી કરીને ગાંડા જેવો રાજા હતો, ને આપા સાહેબ કારભાર કરતો. પરસાજીને મારી, તે ૧૮૧૭ માં ગાદીએ બેઠો, ને ઈંગ્રેજી સૈન્ય પોતાના રાજમાં રાખી તેણે સલાહ કરી. પાછળથી તેણે ઈંગ્રેજી રેસીડંટ જેન્કીન્સન ઉપર હલ્લો કર્યો, તેથી ઈંગ્રેજે તેને જબલપુર તથા નાગપુર આગળ ઈ. સ. ૧૮૧૭ માં હરાવીને સીતાબલ્દીની છાવણીનું રક્ષણ કર્યું. આપા સાહેબ નાઠો, ને તેની જગાએ બીજા રઘુજીને બેસાડ્યો. તે ઈ. સ. ૧૮૫૩ માં અપુત્ર મરણ પામવાથી તેનું રાજ્ય ખાલસા કર્યું.

(૩) **હોલકર**—જશવંતરાવ ૧૮૧૧ માં મુઓ. તેની સ્ત્રી તુલશીબાઈએ પોતાના પુત્ર મલાવરાવને ગાદીએ બેસાડી, કારભાર કરવા માંડ્યો. તેની મરજી ઇંગ્રેજો સાથે સલાહ રાખવાની હતી, પણ તેના સરદારો વિરૂદ્ધ હતા. તેમણે તુલશીબાઈને મારી નાંખી ઇંગ્રેજ સામે લડાઈ જોડી. ઇંગ્રેજ સરદાર સરટામસ હીસ્લોપે, મહીદપુર આગળ હોલ્કરના

બસ્કરને હરાવ્યું. ૧૭૧૯-પછી સરદારોએ કેટલોક મુલક આપી ૧૮૧૭ માં મંદેસર આગળ સુલાહ કરી. એ પ્રમાણે છેલ્લા મરાઠા વિગ્રહનો અંત આવ્યો. હેસ્ટીંગ્સના વખતમાં ફ્રેંચ, ડચ વગેરેનાં થાણાં પાછાં આપ્યાં. ઈ. સ. ૧૮૧૯ માં સીંગાપુર મળ્યું, કેળવણી વધી, વર્ત્તમાન પત્ર નીકળ્યાં, ને કેટલાક સુધારા થયા. હેસ્ટીંગ્સ ૧૮૨૩ માં સ્વદેશ ગયો.

## આમ્હર્સ્ટ ૧૮૨૩--૧૮૨૮

આમ્હર્સ્ટ આવતા પહેલાં મી. આદમ્સે કેટલાક દહાડા કામ ચલાવ્યું. પછી આમ્હર્સ્ટ આવ્યો. તેના વખતમાં બે મોટા બનાવ બન્યા.

૧ **બ્રહ્મી વિગ્રહ**—એ બૌદ્ધ ધર્મી રાજ્યનો ઉદય ઈ. સ. ૧૭૫૦ માં, આલોમ્પ્રા નામે સરદારે કર્યો. તેણે આવામાં ગાદી કરી. આજુબાજુનો મુલક જીતવા માંડયો, ને રાજ્ય વધાર્યું. હાલના રાજાએ શાહપુરી બેટનું ઈંગ્રેજી થાણું ઉઠાડી મૂક્યું, ઈંગ્રેજી મુલકમાં નુકશાન કર્યું, અને ઈંગ્રેજના મિત્ર કાચરના રાજા ઉપર ચડાઈ કરી. એથી ઈંગ્રેજોને લડાઈ કરવા જરૂર પડી. રંગુન, પ્રોમ ને પગામ આગળ સર આર્ચીબાલ્ડકેમ્પબેલ નામે સરદારે તેમને હરાવ્યા. બ્રહ્મી લોકો કાષ્ટકોટથી લડતા. મહાબાંદુલા ને નરકાધિપતિ નામે તેમના પ્રખ્યાત સરદાર હતા. તે બધા ૧૮૨૫ માં હાર્યા. ને આખરે તેમણે લડાઈનું ખરચ તથા આસામ, કચ્છર, ટીનાસરીમ વગેરે પ્રાંત આપી, યાંદાબો ગામમાં સલાહ કરી. ૧૮૨૬.

૨ **ભરતપુરનો ઘેરો**—ત્યાંનો રાજા ઈ. સ. ૧૮૨૫માં મુઓ. તેના પછી તેનો પુત્ર બળવંતસિંહ બેઠો. પણ તેને ઉઠાડી તેનો પિત્રાઈ દૂર્જનસાલ બેઠો. તેથી ઈંગ્રેજે ખરા વારસનો પક્ષ કરી, ભરતપુરને ઘેર્યું. કોમ્બરમીયર નામે બુ-

બહાદુર સરદારે ભરતપુરનો ગઢ જીતી લીધો, ને ઇ. સ. ૧૮૦૫ માં લોર્ડ લેકને મળેલી નામોશી ટાળી. ૧૮૨૭. આ મ્હર્સ્ટ ઇ. સ. ૧૮૨૮ માં સ્વદેશ ગયો.

## લાર્ડવુલીયમ બેન્ટીક-૧૮૨૮-૧૮૩૫.

એના સાત વર્ષના અમલમાં સુધારા ઘણા થયા (૧) વસુલાત ખાતામાં સુધારો--બ્રહ્મીવિગ્રહમાં ૧૪ કરોડ રૂ. નું ખરચ લાગ્યું હતું તેનો તોટો તેણે ત્રણ રીતે પૂર્યો. (૧) હમેશના ખરચમાં દોઢ કરોડ ઘટાડયા. (૨) જમીનપર કર નાંખ્યો. (૩) માળવી અફીણ ઉપર કર નાંખ્યો.

(૨)સતી થવાનો અટકાવ કર્યો—ઘણીની પાછળ હજારો વિધવા બળી મરતી. તે બાબત કલકત્તાના રામમોહનરાયની મદદથી બેન્ટીકે સુધારો કર્યો ને એ બાબત કાયદો ઠરાવ્યો કે, એ કામમાં દાખલ થનારને ખુની માફક સજા કરવી. (૩) ફાંસીયા લોકોને વશ કર્યા.—એ લોકો ગળે ફાંસો દેઇ માણસોનો માલ લૂટી જતા. બેન્ટીકે ૧૫૬૨ ઠગને પકડયા, ને તેમની કબૂલાતપરથી બીજા પણ પકડાયા. એ લોકોને ધંધે લગાડી, તેમનો ધંધો બંધ પાડયો. એમાં સ્લીમ સાહેબે સારી મદદ કરી હતી. ૧૮૩૦ (૪) મહિસૂર ને કુર્ગની ગોઠવણ-મહિસૂરના રાજનું અંધેર મટાડવા ઇ. સ. ૧૮૩૦ માં, એ રાજનો વહિવટ સરકારે હાથ લીધો. બાળરાજાને ઇ. સ. ૧૮૮૧ માં તેનું રાજ્ય સોંપ્યું. કુર્ગનો રાજા, જંગલી અને ક્રૂર સ્વભાવનો હતો. રૈયતનું દુઃખ ટાળવા એ રાજ, સરકારે ઇ. સ. ૧૮૩૪ માં ખાલસા કર્યું, ને રાજાને કાશીમાં રાખ્યો. (૫) કંપનીના પટામાં ફેરફાર-આ ફેરફાર દર વીસ વરસે થતો. બેન્ટીકે ઇ. સ. ૧૮૩૪માં નવી સનંદ આપી કે, હિંદ તથા ચીનમાં બધા અંગ્રેજોને વેપાર કરવાની છૂટ છે; ને કંપનીએ વેપારનું કામ બંધ કરી રાજ્યસત્તા ચલાવવી. (૬) બીજા સુધારા-દેશીઓને મોટી નોકરી આ-

પત્રાનો ધારો કર્યો, કાયદાનું કમીશન લોર્ડ મેકાલેના ઉપરી-પણા નીચે ઠરાવી સુધારા કર્યા, આગબોટો શરૂ થઈ, અંગ્રે-જી નિશાળો સ્થાપી, અને યુરોપમાં જવાનો ટુંકો રસ્તો નીકળ્યો. એ પ્રમાણે સુધારા કરીને બેન્ટીક ઈ. સ. ૧૮૩૫માં સ્વદેશ ગયો.

## સરચાર્લ્સ મેટ્કાફ ૧૮૩૫—૧૮૩૬.

બેન્ટીકના ગયા પછી એક વર્ષ સુધી કૌંસીલના મેમ્બર મેટકાફે કામ ચલાવ્યું. તેણે છાપખાનાને છુટ આપી માન મેળવ્યું. પછી આકલાન્ડ આવ્યો ઈ. સ. ૧૮૩૬

## લાર્ડ આકલાન્ડ-૧૮૩૬—૧૮૪૨.

એના વખતમાં અફગાન વિગ્રહ થયો, એ મુખ્ય બનાવછે. ઈ. સ. ૧૮૩૭માં અયોધ્યાનો નવાબ મરણ પામ્યો. ને તેની બેગમે બીજો વારસ ઉભો કર્યો, પણ આકલાન્ડે, મરનારના કાકાને કાયમ રાખ્યો. સતારાના રાજા બાબાસાહેબે ફિતુર ઉઠાવ્યું; તેથી તેને ઉઠાડી તેના ભાઈ આપાસાહેબને ગાદી આપી. ૧૮૪૦.

**અફઘાન લડાઇ**—અહમદશાહ અબ્દલીનું મરણ થયા પછી, ગાદીને માટે ઘણી તકરારો થઇ એવામાં શાહસુજા ગાદીએ બેઠો. મીન્ટોએ સલાહ કરવા વકીલ મોકલ્યો હતો. તે વખતે પદભ્રષ્ટ કરી તેનો ભાઇ મહમદ ગાદી ઉપર બેઠો હતો. ૧૮૦૯. તેને મારી નાંખીને ઈ. સ. ૧૮૨૬ માં તેનો પ્રધાન દોસ્તમહમદ બેઠો. આ વખતે શાહસુજા, ઈંગ્રેજના આશરાથી લુધિઆનામાં રહેતો હતો. રૂશિઅન ધાસ્તીને લીધે કેટલાક ઠરાવ કરવા સારૂ આકલાંડે અમીર પાસે ઈ. સ. ૧૮૩૭ માં કપ્તાન બર્નસને મોકલ્યો. પણ અમીરે તેનું કહેવું સ્વીકાર્યું નહીં, તેથી ઈંગ્રેજોએ શાહસુજાને ગાદી અપાવવાનું ધાર્યું. આકલાંડે રણજીતસિંહ સાથે ઈ. સ. ૧૮૩૮

માં સલાહ કરી; અને ઇંગ્રેજ, શાહસુજા, તથા સીખરાજા-ની ફોજે, બોલનઘાટને રસ્તે અફ્ઘાનિસ્તાનમાં પેઠી. ૧૮૩૯ ઇંગ્રેજ સરદાર સર જાનકીન હતો. તેણે કંદહાર, ઘિજની અને કાબુલ જીતી લેઇ. ઇ. સ. ૧૮૩૯ માં શાહસુજાને ગાદીએ બેસાડયો. પછી ત્યાં જનરલ સેલ તથા જનરલ નાટના હાથ નીચે થોડું સૈન્ય રાખ્યું. દોસ્તમહમદ બુખારા ભણી નાઠો, પણ મદદ ન મળવાથી પાછો આવી સામો થયો. પરવાન આગળ જનરલ સેલે ૧૮૦૪ માં તેને હરાવ્યો, ને પકડીને હિંદમાં રાખ્યો.

**બીજીવાર તોફાન**—૧૮૪૧—શાહસુજાપર પ્રજાનો પ્રેમ નહોતો, તેથી દોસ્તમહમદના પુત્ર અકબરખાંની આગેવાન નીચે, ખીલજી લોકોએ દગો કર્યો. સેલ તથા નાટ પોતાની જગાઓ સાચવી રહ્યા. બંડખોરોએ સલાહ કરવાનું બહાનું કાઢી, ઇંગ્રેજ વકીલ મેકનોટનનું ખુન કર્યું, ૧૮૪૧. તેમ શાહસુજાને પણ મારી નાંખ્યો. ઘરડા એલ્ફીન્સ્ટને નામોશી ભરેલા કરાર કર્યા ત્યારે, અકબરખાંએ તેમને સુખે જવા દેવાનું વચન આપ્યું પણ તે તેણે પાળ્યું નહીં. ઇ. સ. ૧૮૪૨ ના જાનેવારીમાં કાબુલ છોડી. બધું લશ્કર હિંદમાં જતું હતું, તેમનાપર અફ્ઘાનોએ હલ્લો કર્યો. ઘણાં માણસ ભૂખ તરસથી માર્યા ગયાં, ને લેડી સેલ લેડી મેકનાટન એલ્ફીન્સ્ટન વગેરે કેદ પકડાયાં, ફકત ડોકટર બ્રાઇડોન એકલો બચ્યો. તેણે જલાલાબાદમાં જઇ સેલને બધી બીના કહી. એટલી બીના બન્યા પછી આકલાન્ડ સ્વદેશ ગયો. ૧૮૪૨—એના વખતમાં ચીનદેશ સાથે લડાઇ થઇ હતી.

**ચીનની લડાઇ**—ઇ. સ. ૧૮૪૦ થી ૧૮૪૨ સુધી ચાલી હિંદુસ્તાનમાંથી ઘણું કરીને અફીણ ચીન જતું. તેથી લોકો ખરાબ થતા, એ હરકત ટાળવાને માટે ચીનના રા-

જાએ એ વેપાર બંધ પડાવ્યો. તોપણ ઈંગ્રેજ વેપારીઓ જુલમથી જતા. એથી ચીના મહારાજે ગુસ્સે થઇ તેમના અફીણની પેટીઓનો નાશ કર્યો. એ કારણથી લડાઇ જાગી ઇ. સ. ૧૮૪૦ માં ગોફ સાહેબે તેમને હરાવ્યા, ને હોંગકોંગ બેટ લીધો, તથા કંતાન વગેરે ચાર બંદરોમાં વેપાર કરવાની મંજુરી લીધી. ઇ. સ. ૧૮૪૨.

---

## પ્રકરણ ૧૭ મું.

**લોર્ડ એલેન્બરો**—૧૮૪૨—૧૮૪૪. એણે આવીને અકબરખાંએ કરેલા અપમાનનું સારું વાળવાની તૈયારી કરી ઈ. સ. ૧૮૪૨. જનરલ સેલ જલાલાબાદમાં ટકી રહ્યો હતો, તેની મદદે જનરલ પોલોક; અને જનરલ નૉટ કંદહારમાં હતો, તેની મદદે જનરલ ઇંગ્લાંડને મોકલ્યો. બને ફોજેએ મળીને કાબુલપર સ્વારી કરી, અને તે શેહેર લઇ, બંડખોરોને હરાવ્યા. અકબરખાંએ જેના હવાલામાં ઇંગ્રેજ બંધીવાન સોંપ્યા હતા. તેણે લાંચ લેઇ તેમને છોડી મુક્યા. શાહસુજા મરી ગયો હતો, તેથી બીજા કોઈ માટે લડવાનું રહ્યું નહીં. બુઢો એલ્ફીન્સ્ટન કેદખાનામાં મુઓ હતો. એ દેશમાં ફરીને હાથ ઘાલવાનું માંડીવાળી ઇંગ્રેજી સૈન્ય હિંદમાં પાછું આવ્યું. સપ્ટેંબર ઇ. સ. ૧૮૪૨. એમાં બહુ લડાઇ જેટલા માણસ (૨૦ હજાર) મુઆ ને ૧૫ કરોડ રૂ. ખર્ચ થયું.

**સીંધ વીગ્રહ**—૧૮૪૨—અફઘાન લડાઇ બંધ પડયા પછી સિંધ સાથે લડાઇ જાગી. અફઘાન લડાઇ વખતે, મુંબાઇના લશ્કરને સિંધમાં થઇને જતાં અમીરોએ હરકત કરી હતી. તેથી તેમની સાથે લડાઇ થઈ. પ્રથમ સર જેમ્સ ઔટ્રામને સમાધાન કરવા અમીરો પાસે મોકલ્યો, પ-

ણુ તેમને માન્યું નહીં. હૈદ્રાબાદ અને મીઆની આગળ ઈ. સ. ૧૮૪૩ સર ચાર્લ્સ નેપીયરે તેમને ભારે હાર ખવરાવી. પછી સિંધ દેશ ખાલસા કર્યો. ૧૮૪૩.

**૩ સીંધીઆ સાથે બીજો વીગ્રહ**—આ વખતે જનકોજી સીંધીઆ મરણ પામ્યો, ને તેની સ્ત્રી તારાબાઇએ, જીયાજીરાવને દત્તક લેઇ કારભાર કરવા માંડયો, પણ તેને ઇંગ્રેજના નીમેલા કારભારીઓ સાથે બન્યું નહીં, જેથી લડાઈ કરવી પડી. મહારાજપુર આગળ લોર્ડ ગોફે, અને પનિઆર આગળ જનરલ ગ્રે સાહેબે ઇ. સ. ૧૮૪૩ માં સીંધીઆનું લશ્કર હરાવ્યું. પછી તેમણે સલાહ કરી કે.—મહારાજા મોટા થતા લગી પંચે, રેસીડેંટની મારફત કારભાર ચલાવવો, ગ્વાલીયરમાં સૈન્ય રાખવું, ને રાણીએ વર્ષાસન લેઇ દૂર રહેવું. પછી એલેન્બરો ૧૮૪૪ માં સ્વદેશ ગયો.

## લોર્ડ હાર્ડિંગ ૧૮૪૪-૧૮૪૮.

એ ૧૮૪૪ માં આવ્યો. યુરોપની એક લડાઈમાં તેનો હાથ કપાઇ ગયો. તેના વખતમાં સીખ લડાઈ થઇ.

**સીખની હકીકત**—સીખ લોકો નાનક પંથી છે. તેનો મૂળ પુરૂષ નાનક (કબીરનો ચેલો. ઇ. સ. ૧૪૬૯માં જનમ્યો. તેની પછી છેલે દશમો ગુરૂ, ગોવિંદસિંહ કરીને થયો. જેણે મુગલ લોક સાથે જબરા જંગ મચાવ્યા હતા. તેમણે ધીમે ધીમે નાનાં રાજ્ય સ્થાપ્યાં તેમાં રણજીતસિંહ કરીને બહાદુર રાજા પેદા થયો. તેનો જન્મ ૧૭૮૦ માં થયો ને ઇ. સ. ૧૮૦૦ માં ગાદીએ બેઠો. તેણે પોતાનું લશ્કર સારૂં કેળવ્યું. તેનું રાજ પંજાબમાં હતું. તેની સાથે ઈ. સ. ૧૮૦૯ માં લોર્ડ મીન્ટોએ સલાહ કરી હતી, તે તેણે પોતાના મરણ સુધી [illegible]ળી. ૧૮૩૯. ત્યાર પછી રાજ-

માં ગરબડ થઇ. છેવટે ઇ. સ. ૧૮૪૩ માં દુલિપસિંહ બેઠો, ને તેની મા ચંદાકુવરે, ખાલસા નામે સભા ઠરાવી કારભાર કરવા માંડ્યો. તેમાં તેનો પ્રધાન લાલસિંહ ભાઇ, જવાહરસિંગ, જમુનો રાજા ગુલાબસિંગ ને સેરસિંહ તથા છત્રસિંહ નામે સેનાપતિ, એટલા સામેલ હતા, લશ્કરી બળ વધી પડવાથી તે ઇંગ્રેજી સરહદપર લડવાને આવ્યું. ને ઇંગ્રેજો પણ તૈયાર થયા. મુડકી અને ફીરોજપુર આગળ ઇ. સ. ૧૮૪૫ માં ને અલિવાળ તથા સોબ્રોન આગળ ઇ. સ. ૧૮૪૬ માં જબરી લડાઇઓ થઇ, સીખ હાર્યા. ને તેમણે સલાહનું કહેણુ મોકલાવ્યું. સીખના સરદાર સ્યામસિંહ, તેજસિંહ, ગુલાબસિંહ ને લાલસિંહ હતા. ઇંગ્રેજના સરહેનરી સ્મીથ, તથા લોર્ડ ગોફ, એ પ્રધાન સરદાર હતા. ઈ. સ. ૧૮૪૬ માં લાહોર મુકામે સલાહ થઇ કેઃ—દુલિપસિંહ ગાદીએ રહે. ને ઇંગ્રેજી રેસીડેન્ટના અનુમતથી પંચ કારભાર કરે, જાલંદર, દોઆબ ને લડાઇનું ખર્ચ અંગ્રેજને આપવું. એ પ્રમાણે સલાહ કરી. ત્યાં હેનરી લારેન્સને નીમ્યો. રોકડ નાણાં ન હોવાથી કાસ્મીર અને હજારા પ્રાંત લડાઇના ખર્ચ પેટે મળ્યા. તેમાંથી કાસ્મીર ગુલાબસિંગને એક કરોડ રૂપિએ વેચ્યો.

પાછળથી શાંતીના વખતમાં હાર્ડીંગે સતી થવાનો તથા ફાંસીયા લોકનો અટકાવ કર્યો. ઓડીઆ ને મધ્યહિંદના અનાર્ય લોક નરમેધ કરતા તે બંધ પાડ્યું, છોડીઓને દુધ પીતી કરવાનો રીવાજ અટકાવ્યો. વગેરે સુધારા કરી ઇ. સ. ૧૮૪૮ માં તે સ્વદેશ ગયો.

## લોર્ડડેલ્હોઝી ૧૮૪૮-૧૮૫૬.

એ ૧૮૪૮ માં કલકત્તે આવ્યો તેના વખતમાં ૪ મોટા બનાવ બન્યા. (૧) બીજો સીખ વિગ્રહ, (૨) બીજો બ્રહ્મી વિગ્રહ. (૩) નાગપુર વિગેરે રાજ્યોનું ખાલસા થવું.

(૪) રેલવે વગેરે સુધારાનાં કામ.

(૧) **બીજો સીખ વીગ્રહ**—મુલતાનના સુબા લાલા મૂળરાજે તોફાન મચાવી, ઇંગ્રેજ સામે થવાની તૈયારી કરી તથા ઇંગ્રેજના બે અમલદારોને મારી નાંખ્યા. તેથી બીજો સીખ વીગ્રહ શરૂ થયો. સર એડવર્ડ તથા લોર્ડ ગોફ, એ બે ઇંગ્રેજી સરદાર હતા. અને શેરસિંગ, છત્રસિંહ તથા મૂળરાજ, એ સીખ સરદાર હતા. કીનેરી, સદ્દુસેન ને રામનગર આગળ ૧૮૪૮ માં, ને ચીલીયનવલા તથા ગુજરાત આગળ ઇ. સ. ૧૮૪૯ માં મોટી લડાઇઓ થઇ. તેમાંની ચીલીયનવલાની લડાઇમાં ઇંગ્રેજને ઘણું નુકશાન થયું. ને એથી હિંદુસ્તાન તથા ઇંગ્લાંડમાં ગભરાટ થયો, પણ પાછળથી ગુજરાતની લડાઇમાં લોર્ડ ગોફે સીખનો પરાભવ કર્યો, તેમ બીજી લડાઇઓમાં પણ તેઓ જીત્યા હતા, તેથી ઇંગ્રેજની ફતેહ થઇ. પંજાબને ઈ. સ. ૧૮૪૯માં ખાલસા કર્યું. દુલિપસિંહને ૫૮૦૦૦ વર્ષાશન બાંધી આપ્યું. હાલ તે વિલાયતમાં છે, ને ખ્રીસ્તી ધર્મ પાળે છે. પંજાબ જીત્યા પછી ત્યાંની રૈયતનાં હથિઆર લઇ લીધાં. ને સડકો વગેરે બંધાવી સુધારો કર્યો. સરરાબર્ટ નેપીયર તથા સર જાન લારેન્સે ત્યાં સારૂં માન મેળવ્યું.

**બીજો બ્રહ્મી વીગ્રહ**—રંગુનના સુબાએ ઇંગ્રેજ વેપારીઓને નુકશાન કર્યું. ને તે બાબત આવાના રાજા પાસે એક વકીલ મોકલ્યો, તેનું કહેવું માન્યું નહીં, તેથી લડાઇ થઈ. લેમ્બર્ટ તથા જનરલ ગોડવીનને ફોજ આપી મોકલ્યા. તેમાં રંગુન અને પેગુ આગળ ઇ. સ. ૧૮૫૨ માં જનરલ ગોડવીને તેમને હરાવ્યા. ને આગળ મળેલા આસામ વગેરે પ્રાંતમાં પેગુ ખાલસા કરી ઉમેર્યો ૧૮૫૨. ઈંગ્રેજી રાજના આશરા તળે આવવાથી રંગુન, આમ્હર્સ્ટ અક્યાબ વગેરે શેહેરો, વસ્તી અને વેપારમાં વધી ગયાં, ત-

થા રૈયતને ઘણું સુખ મળ્યું.

**ખાલસા કરેલાં રાજ્ય**—લોર્ડ ડેલ્હૌઝીએ દત્ત પુત્રનો હક કાઢી નાંખી, તથા ખરાબ વર્તણુંકવાળાને ઉઠાવી મૂકી, ઘણાં દેશી રાજ ખાલસા કર્યાં, જેના પોકારથી ઇ૦સ૦ ૧૮૫૭ માં જબરૂં બંડ જાગ્યું (૧) સતારા–આંહીંનો રાજા આપાસાહેબ ઇ. સ. ૧૮૪૮ માં અપુત્ર મૂઓ, તેને દત્તપુત્ર ન લેવા દીધો, ને તે રાજ્ય ઇ. સ. ૧૮૪૯ માં ખાલસા કર્યું (૨) ઝાંસી-એ રાજ્ય વારસમાં નહીં હોવાથી લેઈ લીધું. ૧૮૫૩. (૩) નાગપુર-રઘુજી બીજો ઈ. સ. ૧૮૫૩ માં અપુત્ર મુઓ. જેથી આ રાજ ખાલસા કર્યું. જેનો હાલ મધ્ય પ્રાંત બન્યો છે. (૪) વરાડ નીઝામને ત્યાં ઇંગ્રેજનું કંટીજંટ લશ્કર રહેતું, તેના ખર્ચપેટે ઈ. સ. ૧૮૫૩ માં વરાડ લીધો. (૫) કર્ણાટક, તાંજોર અને પુનાનો પેશ્વા એ ઇ. સ. ૧૮૫૩ માં મરણ પામ્યા તેથી તેમને મળતાં પેનશન બંધ કર્યાં. પહેલા બેના કુટુંબને થોડી જીવાઇ બાંધી આપી, પણ બાજીરાવના પુત્ર નાનાસાહેબ પાસે, તેના બાપની મિલ્કત ઘણી હતી તેથી તેને કાંઇ આપ્યું નહીં. (૬) અયોધ્યા–અહીંનો નવાબ વાજીદઅલી હતો તેના રાજમાં ઘણું અંધેર ચાલતું, સરકારે તેને રાજ્યપરથી હાથ ઉઠાવવા ઇ. સ. ૧૭૫૫ માં લખ્યું, પણ તેણે માન્યું નહીં તેથી ડેલ્હૌઝીએ કોર્ટ ઓફ ડીરેકટરના અનુમતથી તે રાજ ઇ. સ. ૧૮૫૬ ના ફેબ્રુઆરીમાં ખાલસા કર્યું. ત્યાંના રેસીડેંટ જેમ્સ ઔટ્રામને બધો કારભાર સોંપ્યો, ને રૈયતનું દુઃખ ટાળ્યું. નવાબને બાર લાખનું વર્ષાશન બાંધી કલકત્તે રાખ્યો.

૪ **સુધારા**—તેના વખતમાં પહેલ વહેલી રેલવે બંધાઇ, તાર નંખાયા, જાહેર બાંધ કામનું ખાતું કાઢી, ખેતીના લાભને માટે નહેરો બંધાવી, વગેરે ઘણા સુધારા થયા; પણ

તેણે ખાલસા કરેલા દેશીરાજના ખુમાટથી ઈ. સ. ૧૮૫૭ નો બળવો ઉઠયો, તેથી તેના કારભારને જરા ઝાંખ લાગી. ઈ. સ. ૧૮૫૬ના માર્ચમાં સ્વદેશ ગયો. ને ત્યાં ઈ. સ. ૧૮૬૦ માં ૪૮ વરસની ઉમ્મરે ગત થયો. તે હિંદના રાજ્યકર્તાઓમાં સૌથી પ્રખ્યાત હતો. તેના વખતમાં ઈ. સ. ૧૮૫૩ માં કંપનીના પટામાં ફેરફાર થયો. ત્રીસને બદલે ૧૮ ડીરેક્ટર રાખ્યા, બંગાળામાં લેપ્ટેનેંટ ગવરનર નીમ્યો; ને સીવીલસર્વીસની પરીક્ષા હિંદુસ્તાન માટે ખુલ્લી મૂકી.

**લોર્ડ કેનીંગ—૧૮૫૬—૧૮૬૧.** એ ૧૮૫૬ માં આવ્યો. તેના વખતમાં ઈ. સ. ૧૮૫૭ નો બળવો થયો, એ મુખ્ય બનાવ છે.

(૧) **બળવાનાં કારણ**—(૧) સિપાઈઓને હુકમ કર્યા કે તેમણે સરકાર મોકલે ત્યાં જઈ નોકરી કરવી. (૨) દેશી રાજાઓના દત્તપુત્ર લેવાના હક ડૂબ્યા, તથા રાજ્યના અંધેર માટે રાજ્ય જવા માંડયાં, જેથી દેશી રાજાઓના મન ઉંચાં થયાં. (૩) હિંદુ તથા મુસલમાનને ખ્રિસ્તી કરવાની ગપ્પો ચાલી; તે એવી રીતે કે, બંદુકમાં નાંખવાની કારતુસો, જે દાંતવડે ખોલવી પડે છે, તેને ગાય અને સુવરની ચરબી ચોપડેલી છે. (૪) લશ્કરમાં બુદ્ધિમાન અમલદારોની ખોટ. વગેરે કારણથી બળવો શરૂ થયો.

**(૨) બળવામાં સામેલ માણસો**—(૧) બાજીરાવનો દત્ત પુત્ર ધુન્ડુંપંથ કે નાના સાહેબ. (૨) દિલ્હીનો બાદશાહ અને તેના બે પુત્રો. (૩) અયોધ્યાની બેગમ. (૪) ઝાંસીની રાણી. (૫) તાત્યાટોપી. (૬) બરેલીનો નવાબ. (૭) દેશી લશ્કર તથા રૈયત.

**(૩) બળવો સમાવનાર**—(૧) હેનરી લારેન્સ. (૨) સરજાન લારેન્સ. (૩) જનરલ હેવલોક. (૪) જોન. ઔટ્રામ. (૫) એડવર્ડ. (૬) નીકલ્સન. (૭) સેનાધિપતિ કેમ્પબેલ.

(૮) હડસન. (૯) નીલ. (૧૦) રોઝ.

(૪) **હકીકત**—પ્રથમ ઇ. સ. ૧૮૫૭ના મે માસમાં મીરતના સિપાઇઓએ બળવો ઉઠાવ્યો. છાવણીમાં તોફાન મચાવી, તેઓ દિલ્હી તરફના દેશી લસ્કરને ઉશ્કેરવાને ધાયા. આ વખતે મીરતના સરદારોએ તાર કરી, દિલ્હી ખબર મોકલી, પણ સામગ્રી છતાં તેઓએ કંઇ કર્યું નહીં. દિલ્હીના અંગ્રેજી અમલદારોએ, દારૂખાનું સળગાવી દીધું. કે તે દુશ્મનના હાથમાં ન જાય. એ પ્રમાણે બંડખોરોનું મુખ્ય સ્થળ દિલ્હી થયું ત્યાંથી વાયવ્ય પ્રાંત, અયોધ્યા ને બંગાળામાં બંડ જાગ્યાં. દરેક ઠેકાણે યુરોપી સ્ત્રી પુરૂષોની કતલ ચાલી ને અમલદારોને ખોટાં વચન આપી પકડયા. પંજાબના કમીશનર સરજાન લારેન્સે તથા તેના મદદગાર, એડવર્ડ અને નીકલસને, સીખ ફોજને કબજે રાખી, અને ત્યાંથી દિલ્હી તરફ મદદ મોકલી. બંગાળી ફોજ જૂદે જૂદે ઠેકાણે વેરાઇ ગઇ. દક્ષિણે નીઝામની ફોજ, સર સાલારજંગ પ્રધાનના હાથથી વફાદાર રહી, તેમ મુંબઇ અને મદ્રાસની ફોજ પણ શાન્ત રહી હતી.

(૫) **કાનપુરનું બંડ**—અહીંનો આગેવાન નાનાસાહેબ હતો. તે બળવાખોરનો આગેવાન થઇ, ઇ. સ. ૧૮૫૭ના જૂન માસમાં બહાર પડયો. તેણે ૪૫૦ ઈંગ્રેજોને અલાહાબાદસુધી સુખે લેઈ જવાનું વચન આપી, નદીમાં મરાવ્યા; તથા ૧૨૫ માણસને કેદ કર્યા. જનરલ હેવલોકે એ બંડ સમાવ્યું. ૧૮૫૭.

(૬) **લખનોર**—અહીંની બેગમ મુખ્ય આગેવાન હતી. અહીંના કમીશનર હેનરીલારેન્સે, અગાઉથી ચેતીને છાવણી મજબુત કરી રાખી હતી. જુલાઇ માસમાં તેણે બળવાખોરો સામે બાથ ભીડી, પણ તે મરાયો. પાછળથી હેવલોક તથા ઑટ્રામે આવી બચાવ કર્યો, ને છેવટે કેમ્પબેલે આવી શાન્તી કરી. એમાં નીલ તથા હેવલોક મરાયા. નવે-

મ્બર ઇ. સ. ૧૮૫૭.

(૭) **દિલ્હી**—અહીંઆં મીરતના બંડખોરોએ, બાદશાહને ઉભા કરી તોફાન મચાવ્યું. બળવાખોરોનું ૩૦ હજાર અને ઇંગ્રેજનું ૮ હજાર લશ્કર હતું. પંજાબથી નીકલ્સને આવી ટક્કર લીધી, પણ તે મુઓ. હડસનનામે સરદારે, બાદશાહ તથા તેના બે પુત્રોને પકડયા. પાદશાહને પાછળથી રંગુન મોકલ્યો, ને કુંવરોને તોપે ઉડાવ્યા.

(૮) **અયોધ્યા**—સરકેમ્પબેલે (લોર્ડકલૈડ) અહીં એકઠાં થએલાં નાનાસાહેબ, અયોધ્યાની બેગમ, બરેલીનો નવાબ, રોહિલા વગેરેને હરાવી, અયોધ્યા તાબે કર્યો. આ વખતે નેપાળના પ્રધાન સર જંગબહાદુરે સારી મદદ કરી હતી. ઇ. સ. ૧૮૫૯ના ફેબ્રુઆરી સુધીમાં બધું શાન્ત થયુ.

**૯ મધ્યહિંદનું બંડ**—અહીં ઝાંસીની રાણી તથા તાત્યાટોપી મુખ્ય હતાં. ઇ. સ. ૧૮૫૭ ના અકટોબરમાં, સીંધીઆની કંટીન્જટ ફોજે તોફાન મચાવ્યું, તેમાં તેઓ સામેલ થયાં, ને ગ્વાલીઅર છતી સીંધીયાને નસાડ્યો. ૧૮૫૮.એ બંડ સમાવવાને સરહ્યુરોઝ આવ્યો. તાત્યો કાલ્પી આગળ અને ઝાંસીનીરાણી ગ્વાલીઅર આગળ હારી, જુન ઇ. સ. ૧૮૫૮ રાણી રણમાં પડી, અને તાત્યો નાઠો. પાછળથી તે પકડાયો ત્યારે તેને, ઇ. સ. ૧૮૫૯ ના એપ્રિલમાં ફાંસી દીધી. એ પ્રમાણે બધું શાન્ત કરી, સીંધીયાને ગાદીએ બેસાડ્યો.

ઉપર પ્રમાણે બધે શાન્તી થઈ ગઈ. નાનાસાહેબ નેપાળ તરફ નાઠો. આ બંડમાં નીઝામ, સીંધીયા, શીખ, ગાયકવાડ, બાવલપુરનો નવાબ, હુર્ખા અને સતારાના રાજા તરફથી સરકારને સારી મદદ મળી હતી.

(૧૦) **રાજ્યનીતિમાં ફેરફાર**-(૧) બળવો સમ્યા પછી પાર્લામેંટે, કંપની પાસેથી રાજ્યકારભાર લેઈને, રાજાને સોંપ્યો. (૨) હિંદુસ્તાન ખાતાનો એક સેક્રેટરી વિલાય-

તમાં નીમ્યો, ને તેને મદદ કરવા ૧૫ સભાસદ નીમ્યા. (૩) હિંદુસ્તાનના ગવરનર જનરલને વાઇસરોયનો ઇલકાબ મળ્યો. (૪) હિંદનું યુરોપી લશ્કર ઇંગ્રેજી મોટી સૈન્યમાં ભેળી દીધું, ને વહાણનું લશ્કર કાઢી નાંખ્યું. (૫) દરેક ઈલાકા માટે હાઈકોર્ટ સ્થાપી. ઇ. સ. ૧૭૭૩થી શરૂ થયેલો કંપનીનો પટો હવે બંધ થયો.

(૧૧) **માહારાણીનું જાહેરનામું**— બળવો સમ્યા પછી મહારાણીએ, હિંદુસ્તાનના રાજા રૈયતને શાંત પાડવા માટે મોટું જાહેરનામું પ્રગટ કર્યું. તેમાં દત્ત પુત્ર લેવાના, ધરમ કે જાતિભેદ ઉપર આધાર ન રાખી મોટી નોકરી આપવાના, તથા બીજા કેટલાક રઈયતને લાભકારી ઠરાવ હતા. એ જાહેરનામું ઇ. સ. ૧૮૫૮ ના નવેમ્બર માસની પહેલી તારીખે, હિંદુસ્તાનના દરેક મોટા શહેરમાં વાંચવામાં આવ્યું હતું.

(૧૨) કેનીંગના વખતમાં ઈ. સ. ૧૮૫૭ માં ઇરાન સાથે લડાઇ થઇ હતી ઇરાની શાહને, ઇંગ્રેજોએ હેરાત જીતવા દીધું નહોતું, તેથી ગુસ્સે થયો હતો. હમણાં તે ઇંગ્રેજ અમલદારો વગેરેને અપમાન આપવા લાગ્યો, જેથી જનરલ ઔટ્રામે ચડાઇ કરીને તેને નરમ પાડયો. ૧૮૫૭.અપમાન માટે, શાહે માફ માગી. અને હેરાત તથા અફઘાનીસ્તાન ઉપરથી હક ઉઠાવ્યો.

(૧૩) બળવા વખતે ચીન દેશમાં પણ લડાઈ જાગી હતી, કંતાનના સુબાએ અંગ્રેજ વેપારીઓને નુકશાન કર્યું, તેથી ઇંગ્લાંડથી એલ્જીનને લડવા મોકલ્યો. તેણે ચીના લોકને હરાવ્યા, ને ચીનનાં પાંચ બંદરોમાં, યુરોપની મુખ્ય પ્રજાને વેપાર કરવાની મંજુરી લીધી. ૧૮૫૭—એલ્જીને બળવામાં મદદ આપી હતી.

(૧૪) **વિશેષ હકીકત**—બળવાના સંબંધમાં આશ-

રે પચાશ કરોડ રૂ-નું ખરચ થયું. તે ખોટ પૂરી પાડવાને, વિલાયતના વસુલાત ખાતાનો ઉપરી મી. વીલ્સન હિંદમાં આવ્યો. તેણે કમાણી તથા ધંધાપર વેરો નાંખ્યો, ને જકાત લેવાની રીત સુધારી. એવામાં તેનું મરણ થયું. ઈ. સ. ૧૮૬૦ માં ફોજદારી કાયદો મંજુર થયો. ઇ. સ. ૧૮૭૧ માં ફોજદારી વહિવટનો (ક્રીમીનલ પ્રોસીજર), અને દીવાની વહિવટનો (સીવીલ પ્રોસીજર) કાયદો, એ બે મંજુર થયા. દયાળુ કાનીંગે બળવામાં જે શાન્ત રીતભાત ચલાવી હતી, તે વખાણવા લાયક હતી. ઈ. સ. ૧૮૬૨ ના માર્ચમાં સ્વદેશ ગયો ને જુનમાં મરણ પામ્યો.

---

## પ્રકરણ ૧૮ મું.

**લોર્ડ એલ્જીન**—૧૮૬૧-૧૮૬૩—એ ઇ.સ. ૧૮૬૨ ના માર્ચમાં આવ્યો. તેણે કાયદા બાંધવાને, ૩ દેશી ગૃહસ્થ તથા ૩ ઇંગ્રેજ વેપારીઓની કોંસીલ ઠરાવી. વાયવ્ય તરફ વાહાબી લોકે તોફાન કર્યું તે સમાવ્યું. અમેરિકાનું રૂ, ઈંગ્લાંડ નહીં જવાથી હિંદુસ્તાનના રૂની કિંમત ઘણી વધી, ને સટ્ટા ચાલ્યા. ઇ. સ. ૧૮૬૩ ના નવેમ્બરમાં સીમલા આગળ એલ્જીન ગત થયો.

**લોર્ડ લારેન્સ**—૧૮૬૩--૧૮૬૮-ઇ. સ. ૧૮૬૪ ની શરૂઆતે કલકતે આવ્યો. તેના વખતમાં મુખ્ય ત્રણ બનાવ બન્યા.

**(૧)ભુતાનપર ચડાઇ**—આસામની તળેટીએ આવેલા દુવાર પરગણાને માટે, ભુતાનના રાજાને, સરકાર કેટલાંક નાણાં આપતી પણ તે રાજી નહોતા, તેથી તેણે લડાઇ કરી, તેમાં ઇંગ્રેજને હાની થઇ. આખરે ૨૫ હજાર રૂ. આપવા કરી, પરગણું તાબે લેઇ સલાહ કરી ૧૮૬૪

(૨) **ઓઢીઆનો દુકાળ**—ઇ. સ. ૧૮૬૬ માં ઓ-ડિઆ પ્રાંતમાં દુકાળ પડ્યો, તેથી સરકારે રેલવે વગેરે નવાં કારખાનાં કાઢ્યાં, ને દુકાળની જવાબદારી ઇંગ્રેજ અધિકારીઓને માથે ઠરાવી.

૩ **પરચુરણ**—કાઠિઆવાડમાં ગાયકવાડ તાબાના વાઘેર લોકે બંડ કર્યું, તે સમાવ્યું. કાબૂલમાં દોસ્તમહમદ ઇ. સ. ૧૮૬૩ માં મુઓ. તેના કુંવરોમાં લડાલડી થયા પછી શેરઅલીએ ગાદી લીધી, ને લારેન્સે તેને કબુલ રાખ્યો. રૂના સટ્ટા ચાલવાથી ખરાબી થઇ. અયોધ્યાના ખેડુતને માટે કાયદો કરી હક આપ્યા. એ પ્રમાણે કારભાર કરી ઇ. સ. ૧૮૬૮ ની આખરે સ્વદેશ ગયો. તેણે હિંદુસ્તાનમાં ઘણા હોદ્દા ભોગવ્યા હતા. તે લંડનમાં ઇ. સ. ૧૮૭૯ માં મરણ પામ્યો.

**લોર્ડમેયો**—૧૮૬૯–૧૮૭૨–એ ઇ. સ. ૧૮૬૯ ના આરંભે કલકત્તે આવ્યો. શેરઅલીને માન આપવા અંબાલામાં દરબાર ભરી, તેને માનપુર્વક અમીર માન્યો. ઇ.સ. ૧૮૬૯. એ સાલની આખરે મહારાણીના કુંવર ડ્યુકઓફ એડીનબરો હિંદમાં આવ્યા. તેમને રાજા રજવાડાએ માન આપ્યું.

**સુધારો**—ખેતીવાડીનું નવું ખાતું કાઢ્યું. પ્રાંતવાર ઉપજ ખર્ચની રીત ચાલુ કરીને, દેશની ઉપજમાં વધારો કર્યો. મીઠાની જકાતમાં સુધારો કર્યો, રેલવે, સડક, નહેરો વગેરે બંધાવ્યાં. પછી આન્ડમાન બેટમાં, કેદીઓની તપાસ માટે ગયો, ત્યાં એક દુષ્ટ અફઘાન કેદીએ ખાન કારણે તેનો ઘાત કર્યો. ઇ. સ. ૧૮૭૨ ફેબ્રુઆરી.

**લોર્ડનોર્થબ્રુક**—૧૮૭૨—૧૮૭૬ નીચલા બંગાળાનો દુકાળ મટાડ્યો. ૧૮૭૪.

**ગાયકવાડ કેસ**—વડોદરામાં મલ્હારરાવ ગાયકવાડ ગા-

ગાદીપર હતો. તેનાપર ખરાબ રીતે રાજ્ય ચલાવ્યાનું તથા વડોદરાના રેસીડેંટ કર્નલ ફેર સાહેબને ઝેર દીધાનું તહોમત આવ્યું ઇ. સ. ૧૮૭૫. એ બાબત ત્રણ દેશી તથા ત્રણ ઇંગ્રેજ અધિકારીઓની મારફતે તપાસ ચાલી. તેમાં દેશીના મનમાં ગુનો લાગ્યો નહીં, પણ ઈંગ્રેજોને લાગ્યો, ને વાઇસરોયનો વિચાર પણ ઇંગ્રેજોને મળતોજ હતો, તેથી તેને પદભ્રષ્ટ કરી મદ્રાસમાં કેદ કર્યો. ઇ. સ. ૧૮૭૫. તેની જગાએ ખાનદેશમાંની ગાયકવાડી શાખાના એક બાળકને, સરકારની દેખ રેખ નીચે ગાદી આપી. જે હાલ (શીયાજીરાવ) ગાદીપર છે. મહારાણીના વડાકુંવર પ્રીન્સઓફ વેલ્સ ઇ. સ. ૧૮૭૫ ના નવેમ્બરમાં હિંદમાં પધાર્યા. તેમને રાજા રૈયતે ઘણું માન આપ્યું. નોર્થબ્રુક ઇ.સ. ૧૮૭૬ માં પોતાની પાંચ વર્ષની મુદત પુરી થયા પહેલા સ્વદેશ ગયા.

**લોર્ડ લીટન**—ઇ. સ. ૧૮૭૬–૧૮૮૦ એ ઇ. સ. ૧૮૭૬ માં આવ્યો. તેના વખતમાં ૩ મોટા બનાવ બન્યા.

(૧) **દિલ્હીનું દરબાર**—ઇ. સ. ૧૮૭૭ ના જાનેવારીની પહેલી તારીખે, હિંદુસ્તાનની પ્રાચીન રાજધાની દિલ્હીમાં, મોટા મોટા રાજા, નવાબ, સરકારી અમલદારો દેશી ગૃહસ્થો, વગેરેને તેડાવ્યા, અને મહારાણીએ "કૈસરેહિંદ" પદ ધારણ કર્યું તે, વાંચી સંભળાવ્યું, હિંદુસ્તાનમાં આ કામ પહેલુંજ થયું.

(૨) **દુકાળ અને વેરા**—ઇ. સ. ૧૮૭૭ ની સાલમાં મદ્રાસ ઇલાકામાં તથા મુંબાઈ ઇલાકાના દક્ષિણ ભાગમાં દુકાળ પડ્યો. તેમાં ૫૦ાા લાખ આદમી મુઆં; ને ૧૧ કરોડ રૂ.નું ખર્ચ સરકારને થયું. ઈ. સ. ૧૮૭૮ માં એ ખોટ પુરી પાડવાને માટે, ધંધા રોજગાર ઉપર વેરો નાંખ્યો. (લાઇસેન્સટેક્સ) ને મુંબાઇ અને મદ્રાસ ઇલાકામાં મીઠાની કીંમત વધારી. માન્ચેસ્ટરના વેપારીઓની ફરિયાદ

પરથી વિલાયતી સુતરાઉ કાપડની જકાત કાઢી નાંખી. દેશી છાપા ઉપર સખ્તાઇ કરી.

(૩) **અફઘાન મામલો**— લોર્ડ મેયોએ શેરઅલી સાથે સલાહ કરી હતી. છતાં તે રૂશ લોકોને મદદ કરતો જણાયો. માટે તેની સાથે ફરીથી સલાહ કરવાને, ઇ. સ. ૧૮૭૮ ના નવેમ્બરમાં, એક એલચી ખાતું મોકલ્યું. તેને અમીરે પોતાના મુલકમાં પેસવા દીધું નહીં, અને રૂશિઅન વકીલને માન આપ્યું તેથી લડાઇ થઇ.

(૪) **હકીકત. અ**—ખૈબર, કુરમ અને બોલન ઘાટને રસ્તે થઇને બ્રીટીશ લશ્કર, અફઘાનિસ્તાનમાં પેઠું. તેણે જલાલાબાદ અને કંદહાર જીતી લેઇ કાબુલ લીધું. અમીર શેરઅલી, પોતાના દીકરા યાકુબખાનને રાજ્ય સોંપી બુખારા તરફ નાઠો, ને ત્યાંજ મરણ પામ્યો. યાકુબે લડાઇ ન કરતાં ગંદામક મુકામે, ઈંગ્રેજ સાથે સલાહ કરી કે ઇંગ્રેજને કેટલોક મુલક આપવો, પરદેશી રાજા સાથે, ઇંગ્રેજને પૂછીને વહેવાર ચલાવવો ને કાબુલમાં ઇંગ્રેજ રેસીડેંટ રાખવો. જુન ઇ. સ. ૧૮૭૯.

**બ**—એ સલાહ થયાને માટે ૩ માસ ન થયા એટલામાં હેરાતની ફોજે કાબુલમાં તોફાન મચાવ્યું. બ્રીટીશ રેસીડેંટ સરલુઇ કાવાન્યારીને, તેના રસાલા સાથે દગાથી માર્યો. એથી ઇંગ્રેજી લશ્કર, જનરલ રોબર્ટના હાથ નીચે કાબુલપર ચડ્યું. તેણે કાબુલ લીધું, અને તોફાન કરનારને ફાંસી દીધી. તથા યાકુબખાંન અને તેના સસરા વગેરે ઉપર વહેમ આવવાથી તેમણે હિંદુસ્તાનમાં કેદ કર્યા. ઇ. સ. ૧૮૭૯.

**ક**—ઇ. સ. ૧૮૭૯ ના ડીસેમ્બરમાં જાનમહમદ તથા મીરબુચાખાની સરદારી તળે, અફઘાન સામા થયા. તેમને રાબર્ટે સજડ હાર ખવરાવી. ઇ.સ. ૧૮૮૦. યાકુબખાનના દીકરા મુસાખાંએ ધિઝનીમાં તોફાન મચાવ્યું હતું તેને ફ-

ન્દહારવાળા જનરલ સ્ટુઅર્ટે હરાવ્યો. એ પ્રમાણે હકીકત બન્યા પછી લીટન સ્વદેશ ગયો. ઇ. સ. ૧૮૮૦.

**લોર્ડ રીપન—૧૮૮૦—૧૮૮૪** અફઘાન લડાઈના આમલા વખતે, ઇંગ્લાંડમાં પાર્લામેંટની નવી ચુંટણી થઇ. તેમાં કોન્ઝરવેટીવ પક્ષની હાર થઇ, તેથી તે મંડળે પ્રધાન પદ છોડયું. લીટન એ મતનો હોવાથી રાજીનામું આપી સ્વદેશ ગયો, અને લીબરલ પક્ષનો લોર્ડરીપન આવ્યો. જુન ઈ. સ. ૧૮૮૦

૧ લોર્ડરીપન આવ્યો તે વેળા અફઘાન લડાઇ બરાબર શાન્ત થઇ નહોતી. હેલમંદ નદી પાસેના મૈવંદગામ આગળ, મુંબઇની ફોજને, પાકુબના ભાઈ અયુબખાને હરાવી. રાબર્ટે ત્યાં જઇ અયુબને નસાડયો. ઈ. સ. ૧૮૮૦ સપ્ટેમ્બર. ત્યારપછી અબદુલ રહેમાન નામે સરદારને, કેટલીક સરતો કરી, ઇંગ્રેજે ગાદી આપી તેને ત્યાં સલાહ શાંતી કરી બધું લસ્કર, ઈ. સ. ૧૮૮૧ ના માર્ચમાં પાછું આવ્યું.

**રીપનના સુધારા**—(૧) રીપન સાહેબે હિંદુસ્તાનમાં જેટલું માન મેળવ્યું, તેટલું તેની પહેલાંના કોઇ સુબાએ મેળવ્યું નહોતું. અફઘાન લડાઈમાં ૨૦ કરોડ રૂ. ખર્ચ થયું તેમાંથી, પાંચ કરોડ રૂ-ઇંગ્લાંડ પાસેથી અપાવ્યા. (૨) સ્થાનિક સ્વરાજ્ય એટલે, લોકો પોતાના ગામની ઉપજનો વહિવટ પોતાની મેળે કરે, અને રાજ્ય પ્રકરણી બાબતમાં હોંશિઆર થાય તેમ કર્યું. ૧૮૮૩. (૩) દેશીજડજો યુરોપિઅન લોકોનો ઇન્સાફ કરે, એવું બીલ ઈલબર્ટ સાહેબે મુક્યું. તેમાં રીપનને તેના દેશી ભાઇઓ તરફથી ઘણું અપમાન વેઠવું પડયું, તોપણ તે ગભરાયો નહીં, અને કેટલોક સુધારો કરી તે મંજુર કરાવ્યું. ઇ. સ. ૧૮૮૩.

(૪) દેશીઓને મોટી જગાઓ આપવાનો ધારો કર્યો.

(५) ખેડુતોપર થતા જુલમ અટકાવ્યા. (૬) વસ્તીની ગણત્રી ઇ. સ. ૧૮૮૧ના ફેબ્રુવારીમાં કરાવી. (૭) કેળવણીનું કમીશન ડા. હંટરના ઉપરીપણા નીચે, નીમી તે ખાતામાં સુધારો કરવાનું ધાર્યું. (૮) છાપખાનાને છુટ આપી (૯) દેશી કારીગરીને ઉત્તેજન આપ્યું. (૧૦) સુવેજની નહેર માટે મીસર દેશમાં જબરી લડાઇ થઇ, તેમાં ઘણું ખર્ચ થયું. ઇંગ્રેજ સરદાર જનરલ ગોર્ડન તથા તેના સામા પક્ષનો મહાદી બંને ગુજરી ગયા, ને લડાઇ પતી. (૧૧) સેલમના ખુનકેસમાં પકડાએલા બીન ગુન્હેગારોને, તપાસ કરી આન્ડામાનમાંથી છોડયા.

એ પ્રમાણે તેણે ઘણાં કામ દેશહિતકારી કર્યાં ઇ. સ. ૧૮૮૩ ના નવેમ્બરમાં મહારાણીના કુંવર ડયુક ઓફ કોનોટ હિંદમાં પધાર્યા, ને તેમણે મીરતની ફોજનું ઉપરીપણું લીધું. લોર્ડ રીપન ઇ. સ. ૧૮૮૪ ના ડીસેમ્બરમાં સ્વદેશ ગયો.

**લોર્ડ ડફ્રીન**—૧૮૮૪. (હાલના). ડીસેમ્બર ઇ. સ. ૧૮૮૪ માં કલકતે આવ્યો. (૧) રૂશિઅન ધાસ્તીને લીધે અફઘાનિસ્તાનના અમીર સાથે મસલત કરવાને, રાવલપીંડીમાં દરબાર ભરી અને અમીરને પુષ્કળ ભેટ આપી. માર્ચ ૧૮૮૫.

(૨) **ત્રીજીબ્રહ્મી લડાઇ**—બ્રહ્મદેશના રાજાએ પોતાના દેશમાં વેપાર કરનારી, મુંબાઇની કંપનીને નુકશાન કર્યું; ને તેની તપાસ માટે પૂછાવ્યું તો, પાંસરો જવાબ દીધો નહીં, તથા ફ્રેંચોને કેટલાક હક આપવા માંડયા. જેથી સરકારે તેની સાથે લડાઇ જોડી. જનરલ પ્રેન્ડરગાસ્ટ અને કર્નલ સ્લેડન એ બે મોટા સરદારોએ જઇ, માંડલેજ શહેર તથા મીનલાગઢ વગેરે લીધાં. રાજા થીબો શરણે થયો, તેને હાલ રત્નાગીરીમાં કેદ કર્યો છે, અને બ્રહ્મદેશ ખાલસા

કર્યો. નવેમ્બર ઈ. સ. ૧૮૮૫.

(૩) ગ્વાલીઅરનો કિલ્લો સીંધીયાને પાછો સોંપ્યો. ૧૮૮૫.–

(૪) સીંધીયા જીયાજીરાવ તથા હોલ્કર તુકાજીરાવ ઇ. સ. ૧૮૮૬ ના જુનમાં ગત થયા. તેમાં સીંધીયાનો પુત્ર માધવરાવ નાનો હોવાથી જીયાજીરાવે નીમેલા પંચની હસ્તક કારભાર ચાલે છે. અને હોલ્કરની જગા તેના પુત્ર શીવાજીરાવને આપીછે.

(૫) બ્રહ્મા લડાઇમાં જે ખર્ચ થયું તેની ખોટ પુરી પાડવાના ઇરાદાથી રૈયતને માથે ઇનકમટેક્સ નાંખ્યો, તથા ખરચખુટણમાં કાપકૂપ ચાલી.

(૬) મહારાણી કૈસરેહિંદને રાજ્ય કરતાં પચાશ વર્ષ થઇ ગયાં, તેની ખુશાલીનો જ્યુબિલી મહોત્સવ ફેબ્રુઆરી ઇ. સ. ૧૮૮૭ માં હિંદુસ્તાનના દરેક શહેરમાં થયો હતો.

——

## મુકાબલા.

### અકબર અને ઔરંગજેબ.

મળતાપણું–(૧) રાજકીય શક્તિ, દઢતા, અને ચંચળાઇમાં બંને સરખા હતા; પણ અકબર પોતાની અક્કલ સીધે રસ્તેવાપરી કામ કાઢી લેતો, ને ઔરંગજેબ આડે રસ્તે કાઢી લેતો.

જુદાઈ—(૨) અકબર, ઉદાર, ક્ષમાવાન અને શરણે આવેલા શત્રુપર દયા રાખનાર હતો; ઔરંગજેબ, ઘાતકી, જુલમી, અને પડી ભાગેલા દુશ્મન ઉપર નિર્દયતા વાપરનાર હતો.

(૩) અકબરે રજપૂતોને દોસ્ત બનાવી તેમને રાજ્યના સ્થંભ કર્યા, ઔરંગજેબે તેમનાપર જુલમ કરી, દુશ્મન બનાવ્યા.

(૪) અકબરે હિંદનો જજિઆ વેરો માફ કર્યો, તથા તેમને મોટી જગાઓ આપી; ઔરંગજેબે હિંદુપર જજિઆ વેરો નાંખ્યો, તેમને નોકરીમાં રાખ્યા નહીં.

(૫) અકબરે બધા ધર્મનું શોધન કરાવી, કોઇ ધર્મપર જુલમ કર્યો નહીં; ઔરંગજેબ ધર્માભિમાની હોવાથી તેણે બીજા ધર્મપર જુલમ કર્યો.

## વાર્નહેસ્ટીંગ્સ અને કલાઇવ.

(૧) કલાઇવે ઇંગ્રેજી રાજ્યનો પાયો નાંખ્યો, તેમ હેસ્ટીંગ્સે તેને સાચવી વધાર્યું.

(૨) કલાઇવને રાજ્ય મેળવવામાં જેવાં તર્કટ અને કીસ્સા કરવા પડયા; તેવાંજ તર્કટી કામ હેસ્ટીંગ્સને, રાજ્ય સાચવવા માટે કરવાં પડયાં.

(૩) રાજ્ય કારભાર ઝીણી બુદ્ધિથી ચલાવવામાં તથા સંકટને સમે ધીરજ રાખવામાં બંને સરખા હતા.

(૪) કલાઇવનાં કરેલાં કામમાં તેની તરવાર તથા બુદ્ધિ, એ, બંનેનો ભાગ છે, પણ હેસ્ટીંગ્સના કામમાં ફક્ત, તેના મનનોજ ભાગ છે.

## હૈદર અને શિવાજી.

(૧) હલકી જાગીરપરથી વધીને મોટા રાજ્ય સ્થાપક થવામાં બંને સરખા છે.

(૨) બંને દગાખોર, ખટપટીઆ, બહાદુર, ધીરજવાન, ને સમયસૂચક હતા.

(૩) ફેર એટલો છે—શિવાજીએ પોતાના રાજ્યનો એવો મજબુત પાયો નાંખ્યો કે, તેની પછીના નબળા રાજાઓના વખતમાં પણ, ઔરંગજેબ જેવો દુશ્મન છતાં, રાજ્ય ટકી રહ્યું; પણ હૈદરનો પુત્ર હોશિઆર છતાં, વખત ફેર હોવાને લીધે તેનું રાજ્ય ડુબ્યું.

## કલાઇવ અને ડુપ્લી.

(૧) કલાઇવે ઈંગ્રેજોને રાજ્ય મેળવી આપ્યું, તેમ ડુપ્લીએ ફ્રેંચોને મેળવી આપ્યું.

(૨) કલાઇવ લડવૈયો, દાવપેચી ને બહાદુર હતો; તેવોજ ડુપ્લી પણ હતો.

(૩) રાજ્યનું રક્ષણ કરવામાં કલાઇવ અડિઆતો હોવાથી ઈંગ્રેજી રાજ્યની ચડતી થઇ; અને ડુપ્લીમાં તે ગુણની ખામી હોવાથી ફ્રેંચ રાજ્ય પડી ભાગ્યું.

## લોર્ડ વેલ્સલી અને લોર્ડ ડેલ્હોઝી.

(૧) રાજ્ય પ્રકરણી દાવ પેચમાં, ધીરજમાં, ને સ્વરાજ્યના વધારાની ચાહના રાખવામાં બંને સરખા હતા. (૨) દેશી રાજ્યોની સ્વતંત્રતા ઓછી કરવાની રાજ્ય નીતિ બંનેની સરખી હતી; પણ તેમાં ડેલ્હોઝીના જેટલાં અઘટિત કામ વેલ્સલીને કરવાં પડ્યાં નહીં-(૩) રૈયત તથા દેશને આબાદ કરવામાં ડેલ્હોઝી ચડતો હતો-(૪) મુંબઈ ઇલાકો, મદ્રાસ ઇલાકો, વાયવ્ય પ્રાંતો વગેરે મેળવીને વેલ્સલીએ રાજ્ય વધાર્યું; તેમ પંજાબ, મધ્ય પ્રાંતો, બ્રહ્મદેશ વગેરે ખાલસા કરી, ડેલ્હોઝીએ પણ વધાર્યું.

---

## વંશાવળી.

### ઘિજનીવંશ. નામ ૯૬૨-૧૧૮૬ ૨૨૪ રાજ્ય.

| નામ | બેઠો | ઉઠયો | |
|---|---|---|---|
| અલપ્તગીન... ... ... | ૯૬૨ | ૯૭૭ | ૧૫ |
| સબક્તગીન... ... ... | ૯૭૭ | ૯૯૭ | ૨૦ |
| સુલતાન મહમદ ... ... | ૯૯૭ | ૧૦૩૦ | ૩૩ |
| મસાઉદ. (૧) ... ... | ૧૦૩૦ | ૧૦૪૦ | ૧૦ |
| મોદુદ... ... ... ... | ૧૦૪૦ | ૧૦૪૯ | ૯ |

| | | | |
|---|---|---|---|
| આબ્દુલહુસેન... ... ... | ૧૦૪૯ | ૧૦૫૧ | ૨ |
| અબદુલ્લ રસીદ ... ... | ૧૦૫૧ | ૧૦૫૧ માસ | ૭ |
| ફરૂકજાદ... ... ... | ૧૦૫૧ | ૧૦૫૮ | ૭ |
| ઇબ્રાહીમ... ... ... | ૧૦૫૮ | ૧૦૮૯ | ૩૧ |
| મસાઉદ (૨) .... ... | ૧૦૮૯ | ૧૧૧૪ | ૨૫ |
| અરસલાન... ... ... | ૧૧૧૪ | ૧૧૧૮ | ૪ |
| બહેરામ... ... ... | ૧૧૧૮ | ૧૧૫૨ | ૩૪ |
| ખુશરૂ... ... ... ... | ૧૧૫૨ | ૧૧૫૯ | ૭ |
| ખુશરૂ મલેક... ... ... | ૧૧૫૯ | ૧૧૮૬ | ૨૭ |

## ગોરીવંશ ૧૧૫૨—૧૨૧૨—૬૦

| | | | |
|---|---|---|---|
| અલાઉદ્દીન... ... ... | ૧૧૫૨ | ૧૧૫૬ | ૪ |
| સૈફુદ્દીન... ... ... | ૧૧૫૬ | ૧૧૫૭ | ૧ |
| ગ્યાસુદ્દીન... ... ... | ૧૧૫૭ | ૧૨૦૨ | ૪૫ |
| શાહબુદ્દીન... ... ... | ૧૨૦૨ | ૧૨૦૬ | ૪ |
| મહમદગોરી... ... ... | ૧૨૦૬ | ૧૨૧૨ | ૬ |

## ગુલામવંશ ૧૨૦૬—૧૨૯૦—૮૪

| | | | |
|---|---|---|---|
| કુતબુદ્દીન... ... ... | ૧૨૦૬ | ૧૨૧૦ | ૪ |
| આરામ... ... ... | ૧૨૧૦ | ૧૨૧૧ | ૧ |
| અલ્તમસ... ... ... | ૧૨૧૧ | ૧૨૩૬ | ૨૫ |
| રૂકનુદ્દીન... ... ... | ૧૨૩૬ | ૧૨૩૬ | ૭મા. |
| રજીઆબેગમ... ... ... | ૧૨૩૬ | ૧૨૩૯ | ૩ |
| મવઝુદ્દીન... ... ... | ૧૨૩૯ | ૧૨૪૧ | ૨ |
| અલાઉદ્દીન... ... ... | ૧૨૪૧ | ૧૨૪૬ | ૫ |
| નાસરૂદ્દીન... ... ... | ૧૨૪૬ | ૧૨૬૫ | ૧૯ |
| ગ્યાસુદ્દીન... ... ... | ૧૨૬૫ | ૧૨૮૭ | ૨૨ |
| કૈકુબાદ... ... ... | ૧૨૮૭ | ૧૨૯૦ | ૩ |

## ખીલજીવંશ ૧૨૯૦—૧૩૨૦—૩૦

| | | | |
|---|---|---|---|
| જલાલુદ્દીન... ... ... | ૧૨૯૦ | ૧૨૯૫ | ૫ |

| | | | |
|---|---|---|---|
| અલાઉદ્દીન... .... ... | ૧૨૯૫ | ૧૩૧૫ | ૨૦ |
| ઉમર... ... ... ... | ૧૩૧૫ | ૧૩૧૬ | ૧ |
| મુબારક ... .... ... | ૧૩૧૬ | ૧૩૨૦ | ૪ |
| ખુશરૂ... ... ... ... | ૧૩૨૦ | ૧૩૨૦ | ૫ મા. |

**તઘલખવંશ ૧૩૨૦—૧૪૧૪—૯૪**

| | | | |
|---|---|---|---|
| ગ્યાસુદ્દીન... ... ... | ૧૩૨૦ | ૧૩૨૫ | ૫ |
| મહમદતઘલખ ... ... | ૧૩૨૫ | ૧૩૫૧ | ૨૬ |
| ફીરોઝુદ્દીન... ... ... | ૧૩૫૧ | ૧૩૮૮ | ૩૭ |
| ગ્યાસુદ્દીનબીજો ... ... | ૧૩૮૮ | ૧૩૮૯ | ૧ |
| અબુબકર... ... ... | ૧૩૮૯ | ૧૩૮૯ | ૧॥ મા. |
| નાસરૂદ્દીન... ... ... | ૧૩૮૯ | ૧૩૯૨ | ૩ |
| સીકંદર... ... ... | ૧૩૯૨ | ૧૩૯૨ | ૧ મા. |
| મહમદ... ... ... | ૧૩૯૨ | ૧૪૧૨ | ૨૦ |
| સરદાર દોલતખાં... ... | ૧૪૧૨ | ૧૪૧૪ | ૨ |

**સૈયદવંશ ૧૪૧૪—૧૪૫૦—૩૬**

| | | | |
|---|---|---|---|
| ખીજરખાં... ... ... | ૧૪૧૪ | ૧૪૨૧ | ૭ |
| મુબારક... ... ... | ૧૪૨૧ | ૧૪૩૩ | ૧૨ |
| મહમૂદ... ... | ૧૪૩૩ | ૧૪૪૩ | ૧૦ |
| અલાઉદ્દીન... ... | ૧૪૪૩ | ૧૪૫૦ | ૭ |

**લોદીવંશ ૧૪૫૦—૧૫૨૬—૭૬**

| | | | |
|---|---|---|---|
| બહીલોલખાં... ... | ૧૪૫૦ | ૧૪૮૮ | ૩૮ |
| સીકંદર... ... ... | ૧૪૮૮ | ૧૫૧૭ | ૨૯ |
| ઈબ્રાહીમ... ... ... | ૧૫૧૭ | ૧૫૨૬ | ૯ |

**મુગલવંશ ૧૫૨૬—૧૮૫૭—૩૩૧**

| | | | |
|---|---|---|---|
| બાબર... ... ... | ૧૫૨૬ | ૧૫૩૦ | ૪ |

| | | | |
|---|---|---|---|
| હુમાયુ... ... ... | ૧૫૩૦ | ૧૫૫૬ | ૨૬ |
| અકબર... ... ... | ૧૫૫૬ | ૧૬૦૫ | ૪૯ |
| જહાંગીર... ... ... | ૧૬૦૫ | ૧૬૨૭ | ૨૨ |
| શાહજહાં.... ... ... | ૧૬૨૭ | ૧૬૫૮ | ૩૧ |
| ઔરંગઝેબ[આલમગીર ૧ લો] | ૧૬૫૮ | ૧૭૦૭ | ૪૯ |
| બહાદુરશાહ કે શાહઆલમ ૧ લો. | ૧૭૦૭ | ૧૭૧૨ | ૫ |
| જહાંદારશાહ ... ... | ૧૭૧૨ | ૧૭૧૩ | ૧ |
| ફરોકશીર... ... ... | ૧૭૧૩ | ૧૭૧૯ | ૬ |
| મહમદશાહ ... .... | ૧૭૧૯ | ૧૭૪૮ | ૨૯ |
| અહમદશાહ... ... ... | ૧૭૪૮ | ૧૭૫૪ | ૬ |
| આલમગીર બીજો... ... | ૧૭૫૪ | ૧૭૫૯ | ૫ |
| શાહઆલમ બીજો... ... | ૧૭૫૯ | ૧૮૦૬ | ૪૭ |
| અકબર બીજો ... ... | ૧૮૦૬ | ૧૮૩૭ | ૩૧ |
| મહમદ બાહાદુરશાહ...... | ૧૮૩૭ | ૧૮૫૭ | ૨૦ |

### સુરવંશ ૧૫૪૦—૧૫૫૬—૧૬

| | | | |
|---|---|---|---|
| શેરશાહ ... ... ... | ૧૫૪૦ | ૧૫૪૫ | ૫ |
| સલીમશાહ... ... ... | ૧૫૪૫ | ૧૫૫૩ | ૮ |
| આદીલશાહ... ... ... | ૧૫૫૩ | ૧૫૫૬ | ૩ |

### મરેઠા વંશ ૧૬૬૪—૧૮૪૮—૧૮૪

| | | | |
|---|---|---|---|
| શીવાજી ...... ... | ૧૬૬૪ | ૧૬૮૦ | ૧૬ |
| શંભાજી ...... ... | ૧૬૮૦ | ૧૬૮૯ | ૯ |
| રાજારામ ...... ... | ૧૬૮૯ | ૧૭૦૦ | ૧૧ |
| શીવાજી બી. ...... ... | ૧૭૦૦ | ૧૭૦૮ | ૮ |
| શાહુ ...... ... ... | ૧૭૦૮ | ૧૭૪૮ | ૪૦ |
| સમરાજા ...... ... | ૧૭૪૮ | ૧૭૭૭ | ૨૯ |

| | | | |
|---|---|---|---|
| શાહુ બીજો ... ... ... | ૧૭૭૭ | ૧૮૧૮ | ૪૧ |
| બાલા સાહેબ (પ્રતાપસિંગ) ... | ૧૮૧૮ | ૧૮૪૦ | ૨૨ |
| આપા સાહેબ (શાહજી) ... | ૧૮૪૦ | ૧૮૪૮ | ૮ |

## પેશ્વા ૧૭૧૪—૧૮૧૮—૧૦૪

| | | | |
|---|---|---|---|
| બાલાજી વિશ્વનાથ ... ... | ૧૭૧૪ | ૧૭૨૦ | ૬ |
| બાજીરાવ ૧ લો ... ... | ૧૭૨૦ | ૧૭૪૦ | ૨૦ |
| બાલાજી ૨ જો ... ... | ૧૭૪૦ | ૧૭૬૧ | ૨૧ |
| માધવરાવ ... ... ... | ૧૭૬૧ | ૧૭૭૨ | ૧૧ |
| નારાયણરાવ ... ... ... | ૧૭૭૨ | ૧૭૭૩ | ૧ |
| સવાઇમાધવરાવ ... ... | ૧૭૭૪ | ૧૭૯૫ | ૨૧ |
| બાજીરાવ બીજો ... ... | ૧૭૯૫ | ૧૮૧૮ | ૨૩ |

## ગવર્નરો.

| | | | |
|---|---|---|---|
| લોર્ડ ક્લાઇવ ... ... ... | ૧૭૫૮ | ૧૭૬૭ | ૯ |
| હેરી વેરેલ્સ્ટ ... ... ... | ૧૭૬૭ | ૧૭૬૯ | ૨ |
| જૉન કાર્ટીયર ... ... ... | ૧૭૬૯ | ૧૭૭૨ | ૩ |
| વાર્ન હેસ્ટીંગ્સ ... ... ... | ૧૭૭૨ | ૧૭૭૪ | ૨ |

## ગવર્નર જનરલ

| | | | |
|---|---|---|---|
| વાર્ન હેસ્ટીંગ્સ ... ... ... | ૧૭૭૪ | ૧૭૮૫ | ૧૧ |
| સરજાન મેકફર્સન ... ... | ૧૭૮૫ | ૧૭૮૬ | ૧ |
| લોર્ડ કાર્નવાલીસ ... ... | ૧૭૮૬ | ૧૭૯૩ | ૭ |
| સરજાનશોર ... ... ... | ૧૭૯૩ | ૧૭૯૮ | ૫ |
| લોર્ડ વેલ્સલી ... ... ... | ૧૭૯૮ | ૧૮૦૫ | ૭ |
| ,, કાર્નવાલીસ ... ... ... | ૧૮૦૫ | ૧૮૦૫ | ૦ |
| સર જ્યોર્જબાર્લો ... ... | ૧૮૦૫ | ૧૮૦૭ | ૨ |
| લોર્ડ મીન્ટો ... ... ... | ૧૮૦૭ | ૧૮૧૩ | ૬ |
| ,, હેસ્ટીંગ્સ ... ... ... | ૧૮૧૪ | ૧૮૨૩ | ૯ |

| | | | |
|---|---|---|---|
| ,, આમ્હર્સ્ટ ... ... ... | ૧૮૨૩ | ૧૮૨૮ | ૫ |
| ,, બેન્ટીંક ... ... ... | ૧૮૨૮ | ૧૮૩૫ | ૭ |
| સરચાર્લ્સ મેટ્કાફ્ ... ... | ૧૮૩૫ | ૧૮૩૬ | ૧ |
| લોર્ડ આકલાંડ ... ... ... | ૧૮૩૬ | ૧૮૪૨ | ૬ |
| ,, એલેન્બરો... ... ... | ૧૮૪૨ | ૧૮૪૪ | ૨ |
| ,, હાર્ડીંગ ... ... ... | ૧૮૪૪ | ૧૮૪૮ | ૪ |
| ,, ડેલહાઉસી... ... ... | ૧૮૪૮ | ૧૮૫૬ | ૮ |
| ,, કેનીંગ ... (વાઈસરાય) ...... | ૧૮૫૬ | ૧૮૬૧ | ૫ |
| ,, એલ્ગીન... (વાઈસરાય) ...... | ૧૮૬૨ | ૧૮૬૩ | ૧ |
| ,, લારેન્સ ... (વાઈસરાય) ...... | ૧૮૬૪ | ૧૮૬૯ | ૫ |
| ,, મેયો ... (વાઈસરાય) ...... | ૧૮૬૯ | ૧૮૭૨ | ૩ |
| ,, નોર્થબ્રુક... (વાઈસરાય) ...... | ૧૮૭૨ | ૧૮૭૬ | ૪ |
| ,, લીટન ... (વાઈસરાય) ...... | ૧૮૭૬ | ૧૮૮૦ | ૪ |
| ,, રીપન ... (વાઈસરાય) ...... | ૧૮૮૦ | ૧૮૮૪ | ૪ |
| ,, ડફરીનહાલછે (વાઈસરાય) ...... | ૧૮૮૫ | ૧૮ | |



# લડાઇઓ.

| જગાનું નામ. | સાલ. | પરિણામ. |
|---|---|---|
| | ઈ. સ. પૂ. | |
| પાણીપત. | ૫૦૦૦ | પાંડવોએ કૌરવોને હરાવ્યા. |
| ઝેલમ. | ઈ. પૂ. ૩૨૭ | સીકંદરે પૌરસને હરાવ્યો. |
| સોમનાથ. | ઈ.સ.૧૦૨૪ | મહમદગીજનીએભીમદેવને હ. |
| થાણેશ્વર. | ૧૧૯૧ | પૃથુરાજે શાહબુદીનને હરાવ્યો. |
| પાણીપત (૨) | ૧૧૯૩ | શાહબુદીને પૃથુરાજને હરાવ્યો. |
| પાણીપત (૩) | ૧૫૨૬ | બાબરે ઇબ્રાહીમલોદીને હરાવ્યો. |
| સીકરી. | ૧૫૨૭ | બાબરે સંગરાણાને હરાવ્યો. |
| કનોજ. | ૧૫૪૦ | શીરશાહે હુમાયુને હરાવ્યો. |
| પાણીપત. (૪) | ૧૫૫૬ | બહેરામે હેમુને હરાવ્યો. |
| કાશી. | ૧૬૫૭ | દારાએ સુઝાને હરાવ્યો. |
| આગ્રા. | ૧૬૫૭ | ઔરંગજેબે દારાને હરાવ્યો. |
| ઉજ્જન. | ૧૬૫૭ | મોરાદ તથા ઔરંગજેબે જસવંતસિંહને હરાવ્યો. |
| શાહપુર | ૧૭૨૪ | નીઝામે સૈયદ અબદલ્લાને હરાવ્યો. |
| કર્નાલ. | ૧૭૩૮ | નાદિરશાહે મુગલોને હરાવ્યા. |
| અંબુર. (૧) | ૧૭૪૧ | મરેઠાએ કર્ણા. નવાબ દોસ્તઅલીને માર્યો. |
| મદ્રાસ. | ૧૭૪૬ | ફ્રેંચે કર્ણાટકના નવાબને હરાવ્યો. |
| સરહીદ. | ૧૭૪૭ | મુગલોએ અહમદ દુર્રાનીને હરાવ્યો |
| ત્રીચીનાપલી. | ૧૭૫૦ | નાસીરજંગેમુજફ્ફરજંગનેહરાવ્યો. |
| અંબુર. (૨) | ૧૭૫૦ | દુપ્લીએ અનવરૂદીનને હરાવ્યો. |
| અર્કાટ. | ૧૭૫૧ | ક્લાઇવે રાજાસાહેબને હરાવ્યો. |
| આર્ની. | ૧૭૫૧ | ક્લાઇવે રાજાસાહેબને હરાવ્યો. |

| | | |
|---|---|---|
| આરકોટ | ૧૭૫૨ | ક્લાઇવે રાજાસાહેબને હરાવ્યો. |
| બાહુર. | ૧૭૫૨ | મેજર લારેન્સે ફ્રેંચોને હરાવ્યા. |
| પ્લાસી. | ૧૭૫૭ | ક્લાઇવે સુરાજ ઉદ્દૌલાને હરાવ્યો. |
| ચીન્સુરા. | ૧૭૫૯ | કર્નલ ફોર્ડે વલંદાને હરાવ્યા. |
| વાંદેવાસ | ૧૭૬૦ | સર ઈ. કૂટે ફ્રેંચ લાલી તથા બુસ્સીને હરાવ્યા. |
| પાણીપત (૫) | ૧૭૬૧ | અહમદ દુર્રાનીએ મરેઠાને હરા. |
| પટણા. [૧] | ૧૭૬૧ | મેજર કર્નાકે બાદશાહ શાહઆલમને હરાવ્યા. |
| ઘેરીઆ. | ૧૭૬૩ | ઈંગ્રેજ આદમ્સે મીરકાસમને હરા. |
| પટણા. [૨] | ૧૭૬૪ | કર્નાકે મીર કા૦ સુજા૦ ને શાહઆલમને હરાવ્યા. |
| બકસર. | ૧૭૬૪ | મેજર મનરોએ ત્રણે રાજાને હ. |
| કાલ્પી. | ૧૭૬૫ | કર્નાકે સુજાઉદ્દૌ તથા મરેઠાને હ. |
| ચંગામ. | ૧૭૬૭ | કર્નલ સ્મીથે હૈદરને હરાવ્યો. |
| ત્રીનામાલી. | ૧૭૬૭ | સદર. |
| અંબુર. (૩) | ૧૭૬૭ | સદર. |
| ચેરકુલી. | ૧૭૭૨ | માધવરાવ પેશ્વાએ હૈદરને હરા. |
| પોલીલોર (૧) | ૧૭૮૦ | હૈદરે કર્નલ બેલીને હરાવ્યો. |
| ચીલામ્બ્રમ. | ૧૭૮૧ | હૈદરે સર ઈ. કૂટને હરાવ્યો. |
| પોર્ટોનોવો. | ૧૭૮૧ | સર ઈ. કૂટે હૈદરને હરાવ્યો. |
| પોલીલોર (૨) | ૧૭૮૧ | સદર. |
| શોલીંગર. | ૧૭૮૧ | સદર. |
| પનિઆની. | ૧૭૮૨ | મે. એબીંગ્ટને હૈદરના પુત્ર ટીપુને હરાવ્યો. |
| શીમોગા. | ૧૭૯૧ | લોર્ડ કાર્નાવાલીસે ટીપુને હરાવ્યો. |

| | | |
|---|---|---|
| અરીકેરા | ૧૭૯૧ | સદર |
| કુદેલા. | ૧૭૯૫ | મરેઠાએ નીઝામને હરાવ્યો. |
| માલવેલી. | ૧૭૯૯ | જનરલ હારીસે ટીપુને હરાવ્યો. |
| સદાશીર. | ૧૭૯૯ | જનરલ સ્ટુઅર્ટે ટીપુને હરાવ્યો. |
| શ્રીરંગપટ્ટણ. | ૧૭૯૯ | જનરલ બેયર્ડે ટીપુને હરાવ્યો. |
| ઇંદોર. | ૧૮૦૧ | દોલત. સીંધીઆએ હોલકરને હ૦ |
| પુના. | ૧૮૦૨ | જસવંત હોલકરે પેશ્વા તથા સીંધીઆને હરાવ્યા. |
| અસાઇ. | ૧૮૦૩ | જનરલ વેલ્સલીએ દોલત૦ તથા રઘુ૦ બોંસલેને હરાવ્યા. |
| દિલ્લી. | ૧૮૦૩ | જનરલ લેકે સીંધીયાને હરાવ્યો. |
| લાસવારી. | ૧૮૦૩ | જન૦ લેકે સીંધીયાને હરાવ્યો. |
| આરગામ. | ૧૮૦૩ | વેલ્સલીએ સીંધી૦ તથા બો૦ હ. |
| દિગગઢ. | ૧૮૦૪ | ફ્રેજર તથા મોન્સને હોલક૦ હ૦ |
| ફરૂકાબાદ. | ૧૮૦૪ | લેકે હોલકરને હરાવ્યો. |
| ભરતપુરનોઘેરો. (૧) | ૧૮૦૫ | લોર્ડ લેકે શહેર ઘેર્યું પણ છતાયું નહીં. |
| મલુન. | ૧૮૧૫ | જ૦ ઓકટરલોનીએ ગુર્ખાને હ૦ |
| મકવાનપુર. | ૧૮૧૬ | સદર. |
| હરિહરપુર. | ૧૮૧૬ | કર્નલ કેલીએ ગુર્ખાને હરાવ્યા. |
| ખડકી. | ૧૮૧૭ | બરે કર્નલ બાજીરાવને હરાવ્યો. |
| કોરેગામ. | ૧૮૧૭ | કપ્તાન સ્ટાન્ટને બાજીરાવે હ૦ |
| નાગપુર. | ૧૮૧૭ | જન૦ ડોવેટને આપાસાહેબને હ૦ |
| જબલપુર. | ૧૮૧૭ | જન૦ હાર્ડીગને આપાસાહેબને હ૦ |
| માહીદપુર. | ૧૮૧૭ | હીસ્લોપ તથા માલ્કમે હોલ્કરને હ૦ |
| આસ્ટી. | ૧૮૧૮ | જન૦ સ્મીથે બાજીરાવના સરદાર ગોખલેને હરાવ્યો. |

| | | |
|---|---|---|
| રંગુન. | ૧૮૨૪ | કેમ્પબેલે બ્રહ્મીઓને હરાવ્યા |
| પ્રોમ. | ૧૮૨૫ | સદર. |
| પગામ. | ૧૮૨૫ | સદર. |
| ભરતપુરનો ઘેરો (૨) | ૧૮૨૭ | લોર્ડ કોમ્બરમીયરે ગઢ જીત્યો. |
| પરવાન. | ૧૮૩૯ | સર રોબર્ટસેલે દોસ્તમહમદને હ |
| કંદહાર. | ૧૮૪૨ | જન૦ નૉટે અફગાનને હરાવ્યા. |
| મીયાની. | ૧૮૪૩ | સરચાર્લ્સ નેપીયરે સિંધના અમીરને હરાવ્યા |
| હેદ્રાબાદ. | ૧૮૪૩ | સદર. |
| મહારાજપુર. | ૧૮૪૩ | લોર્ડ ગોફે સીંધીઆને હરાવ્યો. |
| પનીઆર. | ૧૮૪૩ | જનરલ ગ્રે સાહેબે સીંધી.હ૦ |
| મુડકી. | ૧૮૪૫ | ગોફે સીખ લાલસિંહને હ૦ |
| ફીરોજશહેર. | ૧૮૪૫ | ગોફ અનેસ્મીથેલાલસિંહનેહ. |
| અલીવાલ. | ૧૮૪૬ | હેનરી સ્મીથે સીખ ગુલાબસિંહને હરાવ્યો. |
| સોબ્રોન. | ૧૮૪૬ | સ્મીથ તથા ગોફે સીખ શ્યામ સીંહને હરાવ્યો. |
| કીનેરી. | ૧૮૪૮ | મી. એડવર્ડેલાલ્લામૂળરાજને હ૦ |
| સદુસેન. | ૧૮૪૮ | સદર. |
| રામનગર. | ૧૮૪૮ | લો. ગોફે શેરસિંગ તથા છત્રસિંહને હરાવ્યા. |
| ચીલીયનવલ્લા. | ૧૮૪૮ | લોર્ડ ગોફ અને શેરશિંગ— બંને પક્ષ બરાબર. |
| ગુજરાત. | ૧૮૪૯ | લોર્ડ ગોફેસીખશેરસિંગનેહ. |
| રંગુન- | ૧૮૫૨ | જન. ગોડવીને બ્રહ્મીને હ૦ |
| પેગુ. | ૧૮૫૨ | સદર. |

## તહુનામાં.

**મદ્રાસ.** (૧)—૧૭૫૪—ફ્રેંચ(ગોધ્યુ) અને ઇંગ્રેજ—(૧) એક બીજાનો લીધેલો મુલક પાછો આપવો. (૨) દેશી રાજ્યોની ખટપટમાં પડવું નહીં. (૩) નીજામ તથા નવાબને એક બીજાએ કબુલ રાખવા.

**કલકત્તા** (૨)—૧૭૫૭—બંગાળાનો નવાબ (સુરા. દૌલા) અને અંગ્રેજ (કલાઇવ-(૧) બંગાળાનાં સર્વ થાણાં અંગ્રેજને આપવાં. (૨) કલકત્તાનો કિલ્લો બાંધવાની પરવાનગી આપવી, અંગ્રેજી માલનું દાણ ન લેવું.

**મદ્રાસ—** (૩)—૧૭૬૭—હૈદર અને અંગ્રેજ—(૧) એક બીજાનો લીધેલો મુલક પાછો આપવો. (૨) એક બીજાને અરસપરસ મદદ કરવી.

**પુરંદર** (૪ ૧૭૭૬—મરાઠા (માધવ, પેશ્વા) અને ઇંગ્રેજ—રાઘોબાનો પક્ષ અંગ્રેજ ન પકડેતો, સાષ્ટી તથા વસઇ બેટ આપવા.

**વારગામ**—(૫)—૧૭૭૯—મરાઠા (માધવ, પેશ્વા), અને અંગ્રેજ—(૧) સાસ્ટી વગેરે બેટ લેવાની વાત છોડી દેતો, અંગ્રેજોને સુખે જવા દેવા. (૨) એ સરતો પાળતા લગી બે અંગ્રેજોને ઓળમાં મોકલવા.

**સાલ્બાઇ**(૬)—૧૭૮૨—મરાઠા અને અંગ્રેજ-(૧) પુરંદર મુકામે સંધી થયા પછી, મરાઠાનો જેટલો મુલક અંગ્રેજે લીધો હોય, તે તેમને પાછો સોંપવો. (સાલ્બાઇ-સાલપા.)

**મેંગલુર** ૭)—૧૭૮૪—ટીપુ અને અંગ્રેજ-(૧) એક બીજાનું લીધેલું પાછું સોંપવું, ને સંપસંપીને રહેવું.

**શ્રીરંગપટ્ટણ**(૮)—૧૭૯૨—ટીપુ અને અંગ્રેજ (કાર્નવાલી.)-(૧) ટીપુએ પોતાનું અરધું રાજ્ય, અંગ્રેજ તથા તેમની મદદે આવેલા રાજાઓને વહેંચી આપવું. (૨) લડાઇના ખરચ બદલ ૩ કરોડ રૂ. આપવા. (૩) અંગ્રેજ બંધીવાનને છોડી મૂકવા. (૪) સરતો પાળતા લગી, તેના પુત્રોને અંગ્રેજી છાવણીમાં રાખવા.

**હૈદ્રાબાદ** (૯)—૧૭૯૮—નીજામ અને અંગ્રેજ-(૧) ફ્રેંચ અધિકારીને કાઢી મૂકવા. (૨) સીકંદરાબાદમાં અંગ્રેજી લશ્કર, નીજામના ખર્ચે રાખવું.

**સદર** (૧૦)—૧૮૦૧ નીજામ તથા અંગ્રેજ, સીકંદ્રાબાદના સૈન્યના ખરચ બદલ, બાલાઘાટ પ્રાંત આપવો.

**અયોધ્યા** (૧૧)—૧૮૦૧-અયો, નવાબ અને અંગ્રેજ વચ્ચે અંગ્રેજે નવાબનું રક્ષણ કરવું, ને નવાબે વાયવ્ય પ્રાંતનો મુલક અંગ્રેજને આપવો.

**વસઇ** (૧૨)—૧૮૦૨—બાજીરાવ પેશ્વા અને અંગ્રેજ-(૧) પુનામાં પેશ્વાના ખરચથી અંગ્રેજી સૈન્ય રાખવું. (૨) બીજી યુરોપી પ્રજાને રાખવી નહીં. (૩) સુરત તથા મુંબઇની આજુબાજુનાં ગામ અંગ્રેજને આપવાં. (૪) પરરાજ્ય વચ્ચેના વાંધા અંગ્રેજ મારફત પતવવા.

**દેવગામ** (૧૩)—૧૮૦૩—ભોંસલે રઘુજી), અને અંગ્રેજ (૧) કટક પ્રાંત તથા વર્ધાનદીની પશ્ચિમ ભણીનો અંગ્રેજને આપવો. (૨) બીજી યુરોપી પ્રજાને કાઢી મૂકવી. (૩) પરરાજ્ય વચ્ચેના વાંધા અંગ્રેજ મારફત ચુકાવવા. (૪) એક બીજાના રાજમાં વકીલ રાખવા.

**સીરજીઅંજે**(૧૪) (અર્જુનગામ)—૧૮૦૩—સીંધીયા (દોલત-

રાવ.) અને અંગ્રેજ. ગંગા જમના વચ્ચેનો દુઆબ તથા ભરૂચ, અહમદનગર વગેરે અંગ્રેજને આપવું. (૨) બીજા રાજ્ય સાથેના વાંધા અંગ્રેજ મારફત પતાવવા. (૩) અંગ્રેજના મિત્ર સાથે લડવું નહીં.

**હોલકર** (૧૫)—૧૮૦૫—ચંબલની દક્ષિણનો તથા તાપીની દક્ષિણનો મુલક, હોલકરને પાછો આપવો. (૨) અંગ્રેજ ઠરાવી આપે તે રસ્તે, પોતાના રાજમાં જવું. (૩) કોટા, ટાંક, રામપુર વગેરેનો મુલક અંગ્રેજને આપવો, (૪) સીંધીઆના સસરા સરજેરાવ ઘાટકેને પોતાના રાજમાં ન રાખવો.

**સીંધીઆ** (૧૬)—૧૮૦૫—(૧) ધોળપુર વગેરે પરગણાં ઈંગ્રેજને આપવાં. (૨) સીંધીઆના કેટલાક સરદારોને અંગ્રેજ તરફથી નાણાં મળતાં, તે બંધ કરવાં. (૩) સીંધીયાની સ્ત્રી, પુત્રી વગેરેને અંગ્રેજે જાગીરો આપવી. (૪) સરજેરાવને રાખવો નહીં. (૫) ગોહદના રાણાનો મુલક પાછો આપવો. ને તે રાણો, ગ્વાલીઅર સીંધીયાને આપે.

**ખટમંડુ** (૧૭)—૧૮૧૬—ગુર્ખા અને અંગ્રેજ-(૧) કાલી નદીની પશ્ચિમના પ્રાંત જેના હોય તેને સોંપવા. (૨) સરહદપરનો સપાટ પ્રદેશ અંગ્રેજને આપવો. (૩) સીકીમના રાજાનો મુલક પાછો આપવો. ખટમંડુના દરબારમાં રેસીડેંટ રાખવો.

**પૂના** (૧૮)—૧૮૧૭—પેશ્વા અને અંગ્રેજ-(૧) સૈન્યના ખરચ માટે, આગળ કરતાં વધારે મુલક આપવો (૨) બીજાં રાજ્ય સાથે ઈંગ્રેજ મારફત વહેવાર ચલાવવો.

**મંદેસર** (૧૯)—૧૮૧૭—હોલકર અને અંગ્રેજ (૧) ઈંગ્રેજી સૈન્ય પોતાના રાજમાં રાખવું. (૨) સાત-

પુડાની દક્ષિણનો મુલક ઈંગ્રેજને આપવો. (૩) પીંઢારાને મદદ ન કરવી. (૪) બુંદી વગેરે રજપૂત રાજ્યો પર દાવો ન રાખવો.

**ઈંદોર** (૨૦)—૧૮૧૮—બાજીરાવ અને ઈંગ્રેજ—(૧) બાજીરાવે પેશ્વાઇનો દાવો છોડી, બીથુરમાં આઠલાખ રૂ. પેન્શન લેઈ રહેવું, (૨) પેશ્વાની આપેલી જાગીરો રહેવા દેવી, તથા ધર્માદા વર્ષાશનપણ ચાલુ રાખવાં. (૩) બાજીરાવના કુટુંબને બીથુરમાં પહોચાડવું.

**યાન્દાબો** [૨૧]-૧૮૨૬-બ્રહ્મી અને અંગ્રેજ-(૧) આસામ, આરાકાન, ટેનાસરીમ વગેરે પ્રાંત અંગ્રેજને આપવા. (૨) લડાઇનું ખરચ ૧ કરોડ રૂ. ઈંગ્રેજને આપવું.

**ગ્વાલીઅર** ૨૨)—૧૮૪૩—સીંધીયા અને અંગ્રેજ—(૧) સીંધીયાનું લશ્કર ઘટાડવું. (૨) ગ્વાલીઅરમાં રેસીડેંટના હાથનીચે અંગ્રેજી સૈન્ય રાખવું. (૩) રેસીડેંટની સલાહ પ્રમાણે પંચ કારભાર ચલાવે (૪) સીંધીયાની મા તારાબાઇએ પેન્શન લેઇ દુર રહેવું.

**લાહોર** (૨૩)—૧૮૪૬—સીખ અને અંગ્રેજ-[૧] જાલંદર દુઆબ અંગ્રેજને આપવો. (૨) રેસીડેંટની સલાહ પ્રમાણે, કૌંસીલ કારભાર કરે. (૩) લાહોરમાં અંગ્રેજી સૈન્ય રાખવું. લડાઇનું ખરચ લાહોર દરબારે આપવું.

**હેદ્રાબાદ** (૨૪)—૧૮૫૩—નીજામ અને અંગ્રેજ-લશ્કરના ખરચ બદલ વરાડ પ્રાંત આપવો.

**ગંદામક** (૨૫)—૧૮૭૯—યાકુબખાન અને અંગ્રેજ-(૧) કાબુલ વગેરે કેટલોક મુલક અંગ્રેજને આપવો. (૨) કાબુલમાં રેસીડેંટ રાખી, અંગ્રેજી લશ્કર રાખવું. [૩] બીજાં રાજ્ય જોડે અંગ્રેજ મારફત વહેવાર ચલાવવો.

———*•———

## હિંદમાં ઇંગ્રેજ સરકારને મળેલો મુલક.

| નામ. | સાલ. | કોની પાસેથી શી રીતે મળ્યો. |
|---|---|---|
| મદ્રાસ | ૧૬૩૯ | ચંદ્રગીરીના રાજા પાસેથી વેચાણુ. |
| મુંબઇ | ૧૬૬૮ | ઇંગ્લાંડના રાજા પાસેથી અવેજમાં. |
| બંગાળા... બહાર... ઓઢીઆ.. | ૧૭૬૫ | દિલ્લીના બાદશાહ પાસેથી બક્ષીસ. |
| ઉત્તરસરકાર | ૧૭૬૬ | નીઝામ પાસેથી સલાહમાં. |
| મહિસુર | ૧૭૯૯ | ટીપુ પાસેથી લડાઇમાં. |
| વાવ્યપ્રાંત | ૧૮૦૧ | અયોધ્યાના નવાબ પાસેથી સલાહમાં |
| કર્ણાટક | ૧૮૦૧ | કર્ણાટકના નવાબ પાસેથી રાજ્યના અંધેરથી ખાલસા. |
| બાલાઘાટ | ૧૮૦૧ | નીઝામ પાસેથી સલાહમાં. |
| ભરૂચ... પાવાગઢ.. | ૧૮૦૩ | સીંધીઆ પાસેથી લડાઇમાં. |
| સીલોન | ૧૮૧૫ | વલંદા પાસેથી સલાહમાં. |
| અમદાવાદ | ૧૮૧૮ | મરેઠા પાસેથી લડાઈમાં. |
| મહારાષ્ટ્ર | ૧૮૧૮ | પેશ્વા પાસેથી લડાઇમાં. |
| આસામ... આરાકાન.. ટીનાસરીમ | ૧૮૨૬ | બ્રહ્મીલોક પાસેથી સલાહમાં. |
| કુર્ગ | ૧૮૩૪ | રાજ્યના અંધેરથી ખાલસા. |
| સિંધ | ૧૮૪૩ | અમીરો પાસેથી લડાઇમાં. |
| સતારા | ૧૮૪૯ | બીનવારસી ખાલસા. |
| પંજાબ | ૧૮૪૯ | બીજા સીખ વિગ્રહમાં ખાલસા. |

નાગપુર..... } ૧૮૫૩...બીનવારસી ખાલસા.
ઝાંસી....... }

પેગુ...........૧૮૫૩...બીજા બ્રહ્મી વિગ્રહમાં ખાલસા.

બરાડ...........૧૮૫૩...નીઝામ પાસેથી ફોજના ખર્ચ પેટે.

અયોધ્યા.......૧૮૫૬ } અયોધ્યાના નવાબ પાસેથી અંધેર રાજ્યને લીધે ખાલસા.

પંચમાહાલ.....૧૮૬૧...સીંધીયા પાસેથી સાટામાં.

શુદ્ધબ્રહ્મદેશ.....૧૮૮૬...રાજ્યના અંધેરથી ખાલસા.

---

## ઉપયોગી હકીકત.

કલાઇવ. એ. ઈ. સ. ૧૭૨૫ માં જન્મ્યો, અને ઈ. સ. ૧૭૪૪ માં હિંદમાં આવી વેપાર ખાતામાં નોકર રહ્યો. પાછળથી એ નોકરી પસંદ નહીં પડતાં લશ્કરી ખાતામાં નોકર રહ્યો. ત્રીચીનાપલીનો ઘેરો ઉઠાવવાને, ચંદાસાહેબની રાજધાની અર્કાટ ઉપર હલ્લો કરવાની યુક્તિ એણે બતાવી, અને તેમાં ફતેહ પામવાથી તે પંકાયો. અર્કાટ આગળ ઈ. સ. ૧૭૫૧માં ચંદાસાહેબ તથા તેના મદદગાર ફ્રેંચોને હરાવ્યા. એથી ઈંગ્રેજી રાજ્યનો પાયો નંખાયો. આર્ની અને કાવેપાક આગળ રાજાસાહેબને હરાવ્યો. ઈ. સ. ૧૭૫૨ માં પહેલીવારનો સ્વદેશ ગયો. ઈ. સ. ૧૭૫૫ માં મદ્રાસનો ગવર્નર બની પાછો આવ્યો. બંગાળાના નવાબ સુરાજ ઉદૌલાને પ્લાસી આગળ ઈ. સ. ૧૭૫૭માં હરાવ્યો. ઈ. સ. ૧૭૬૦માં બીજીવાર સ્વદેશ ગયો. અને બંગાળાની ગાદી મીરજાફરને આપી. ઈ. સ. ૧૭૬૫માં પાછા આવી, દિલ્હીના બાદશાહ પાસેથી બંગાળા, બહાર, અને ઓરિસા પ્રાંતોની સનંદ મેળવી, અને લશ્કરી ખાતા વગેરેમાં સુધારો કરી ઈ. સ. ૧૭૬૭માં છેલ્લીવારનો સ્વદેશ ગયો. ત્યાં તેના

દુશ્મનોએ તેનાપર કામ ચલાવ્યું. તેમાં નિર્દોષ ઠર્યો, તો-પણ આપઘાત કરી ઇ. સ. ૧૭૭૪ માં મરણ પામ્યો. હિંદના અંગ્રેજી રાજ્યનો પાયો નાંખનાર એ હતો.

**ડુપ્લી.** એ ફ્રેંચ સરદાર હતો. ઇ. સ. ૧૭૩૧માં હિંદમાં આવ્યો. ઇ. સ. ૧૭૪૨માં પાંડીચેરીમાં ગવર્નર થયો. તેણે ઇ. સ. ૧૭૪૬ માં મદ્રાસ જીત્યું. નીઝામ તથા નવાબ ચંદાસાહેબને ગાદી અપાવી. અંબુર આગળ ઈ. સ. ૧૭૪૯ માં અનવરરૂદીન નવાબને માર્યો. ફ્રેંચ સત્તા સ્થાપનાર એ પુરૂષ હતો ઇ. સ. ૧૭૫૪માં ફ્રાન્સ ગયો, અને ઇ. સ. ૧૭૬૩ માં અપમાન પામી મરણ પામ્યો.

**લાલી.**—એ ફ્રેન્ચ સરદાર હતો. ઇ. સ. ૧૭૫૮માં હિંદમાં આવ્યો. ફોર્તસેંત દેવીદ જીત્યો. ઈ. સ. ૧૭૫૮ અંગ્રેજ સામે બાથ ભીડવાને, નીજામના રાજમાં સત્તાધારી થયેલા બુસ્સીને, અવિચારથી બોલાવ્યો. વાંદેવાસ આગળ ઇ. સ. ૧૭૬૦ માં બંને હાર્યા. એણે ફ્રેંચ સત્તા ખોઇ, તેથી તેને ઇ. સ. ૧૭૬૧ માં પાછો બોલાવી લીધો. ત્યાં ઇ. સ. ૧૭૬૬ માં બેઆબરૂ કરી તેને ફાંસી દીધી.

**બુસ્સી**—એ ફ્રેંચ સરદાર હતો. નીજામ મુજફ્ફરને ઇ. સ. ૧૭૫૦ માં ગાદી અપાવી, અને તેના રાજમાં ઘણી વગ વધારી, મચ્છલીપટણ અને ઉત્તર સરકાર મેળવ્યાં. અવિચારી લાલીએ અંગ્રેજ સામે લડવાને તેને બોલાવ્યો. તે વાંદેવાસની લડાઇમાં પકડાયો. ઇ. સ. ૧૭૮૧ માં મહિસૂર વિગ્રહ વખતે હૈદરને સારી મદદ કરી હતી.

**ચંદાસાહેબ**—કર્ણાટકના નવાબ દોસ્તઅલીનો, એ જમાઇ હતો, તેને મરાઠાએ ઈ. સ. ૧૭૪૧ માં અંબુર આગળ હરાવી કેદ કર્યો હતો. પાછળથી ડુપ્લી તથા મુજફ્ફરજંગે છોડાવ્યો. ત્રણે જણે ઇ. સ. ૧૭૪૯ માં અંબુર આગળ નવાબ અનવરરૂદીનને માર્યો, ને ચંદાસાહેબને તે ગા-

દી મળી. ફ્રેંચને ઘણાં ગામ મળ્યાં. ત્રીચીનાપલ્લીમાં એણે ઇંગ્રેજના મિત્ર મહમદઅલીને ઘેર્યો. કલાઇવે એ ઘેરો ઉઠાવ્યો. ચંદાસાહેબ આખરે એકલો પડયો, અને ઇ. સ. ૧૭૫૨ માં તંજાવરના સૂબાએ મારી નાંખ્યો.

**મુજફ્ફરજંગ**—એ નીઝામુલમુલ્કનો પુત્ર. પોતાના ભાઈ નાસીરજંગને ઉઠાડી, ફ્રેન્ચ સરદાર ડુપ્લીની મદદથી એણે ગાદી લીધી. ઈ. સ. ૧૭૫૦ માં એને નાસીરજંગે હરાવી કેદ કર્યો. પાછળથી બુસ્સીએ છોડાવ્યો. અંબુરની લડાઇમાં એ ડુપ્લીની સાથે હતો. ઇ. સ. ૧૭૫૧ માં મરણ પામ્યો.

**નાસીરજંગ**—એ, નીઝામનો પુત્ર હતો. તેને તેના ભાઇ મુજફ્ફરે ઉઠાડી મૂકયો, ત્રીચીનાપલી આગળ મુજફ્ફરને હરાવ્યો. પણ બુસ્સીએ. ઈ. સ. ૧૭૫૦માં હરાવ્યો, ને તે દગાથી માર્યો ગયો.

**સુરાજઉદ્દૌલા.**—એ બંગાળાનો નવાબ હતો, તેણે અંગ્રેજ સામી લડાઈ ઉઠાવી. કલકતાના કિલ્લામાં ૧૪૬ ઇંગ્રેજોને ગુંગળાવી માર્યા. પ્લાસીની પ્રખ્યાત લડાઇમાં તે ઇ. સ. ૧૭૫૭ માં હાર્યો. મીરજાફરના પુત્ર મીરાને તેજ સાલમાં તેને મરાવ્યો.

**મીરજાફર**—એ બંગાળાનો નવાબ હતો. ઇ. સ. ૧૭૫૭ માં ઇંગ્રેજે તેને ગાદી અપાવી પાછળથી તેણે ઇંગ્રેજોને કાઢવામાટે વલંદાની મદદ માગી, પણ કલાઇવે ચીન્સુરા આગળ તેમને હરાવ્યા, ઇ. સ. ૧૭૫૯, પોતાની ફોજનો પગાર બરાબર આપી શકયો નહીં તેથી ઇ. સ. ૧૭૬૦ માં ઇંગ્રેજે તેને ઉઠાડી, તેના ધનવાન જમાઈ મીરકાસીમને ગાદી આપી. મીરકાસીમ સાથે લડાઇ થતાં, ઈ. સ. ૧૭૬૩ માં ફરીને મીરજાફરને ગાદી મળીતે ઇ. સ. ૧૭૬૫માં મુઓ.

**મીરકાસીમ**—એને ઇ. સ. ૧૭૬૦માં ઇંગ્રેજે ગાદી અપાવી. પટણાના સૂબા રામનારાયણને લુટીને માર્યો. થોડા

હિન્દમાં દાણુ લેવા સંબંધી વાંધો ઉઠયો. તેણે અંગ્રેજી માલની હોડીઓ લુટી, અને અંગ્રેજોની કતલ કરાવી. ઘેરીઆ આગળ ઇ. સ. ૧૭૬૩ માં હાર્યો. અયોધ્યાના નવાબ અસોફૌદલા તથા દિલ્લીના બાદશાહ શાહઆલમે મદદ કરી, પણુ તે બધા હાર્યા. મીરકાસીમ રખડીને ઇ.સ.૧૭૮૦ માં મુઓ.

**ચેતસિંહ**—એ કાસીનો રાજા હતો. ઇ. સ. ૧૭૮૧ માં તે પદભ્રષ્ટ થયો. ઠરાવ કરતાં વધુ નાણાં તેની પાસે વાર્નેહેસ્ટીંગ્સે માગ્યાં. તે આપવાની તેણે નાપાડી. હેસ્ટીંગ્સે ગુસ્સે ભરાઇ તેને કેદ કર્યો. ઈ. સ. ૧૭૮૧. પાછળથી કાસીના લોકોએ તેને છોડાવ્યો. તે ગ્વાલીઅરમાં ઈ. સ. ૧૮૧૦ માં મુઓ.

**સરઇકુટ**—એ ઇંગ્રેજ સરદાર ઈ. સ. ૧૭૫૯ માં હિંદમાં આવ્યો. વાંદેવાસ, પોર્ટોનોવો, પોલીલોર, અને શોલીગરની લડાઈમાં તેણે બહાદૂરી કરી. ચીલામ્બ્રમ આગળ ઇ. સ. ૧૭૮૧ માં હાર્યો હતો. ઇ. સ. ૧૭૮૩ માં મદ્રાસમાં ગત થયો.

**લોર્ડગોફ**—સીંધીયા સાથે પનીઆરની લડાઇમાં સીખ સાથેની ઇ. સ. ૧૮૪૫ની મુડકી, ફિરોજશાહેર, સોબ્રોન, એ લડાઇઓમાં તથા ઈ. સ. ૧૮૪૯ ના સીખ વિગ્રહમાં રામનગર, ચીલીયનવલા, અને ગુજરાત આગળ બહાદૂરી કરી. ઇ.સ. ૧૮૬૨ ની ચીનની લડાઇમાં પણુ તે હતો.

**લોર્ડલેક**—એ ઈ. સ. ૧૭૪૪ માં જન્મ્યો ઇ. સ. ૧૮૦૦ માં હિંદમાં આવ્યો. ઇ. સ. ૧૮૦૭ માં પાછો ગયો. ઇ. સ. ૧૮૦૩-૪ માં દિલ્લી, અલીગઢ, લાસ્વારી ને ફરૂકાબાદ, એ લડાઇઓમાં ખ્યાતી મેળવી. ભરતપુરના ઘેરામાં તેને ઈ. સ. ૧૮૦૫ માં પાછા ફરવું પડયું. ઈ. સ. ૧૮૦૮ માં મુઓ.

**સ્નાર્થર વેલ્સલી**—એને ડયુક ઓફ વેલીંગ્ટન કહે છે. લોર્ડવેલ્સલી ગવર્નર જનરલનો એ ભાઇ ટીપુ સાથેની લ-

ડાઇમાં ઇ. સ. ૧૭૯૯ માં પ્રખ્યાત થયો. બીજા મરેઠી વિ-ગ્રહમાં અસઇ અને આરગામ આગળ મરેઠાને હરાવ્યા ઇ. સ. ૧૮૦૩ તે ઈ. ૧૮૦૫ માં સ્વદેશ ગયો. યુરોપમાં વાટ-રલુની પ્રખ્યાત લડાઈમાં નેપોલીયનને હરાવ્યો. ઇ. સ.૧૮૧૫

**સર ચા. નેપીયર**—એ ઇંગ્રેજ સરદારે સીંધ સાથેની લડાઇમાં ઇ. સ. ૧૮૪૩ માં બહાદુરી કરી.

**જન. માલ્કમ**—ઈ. સ. ૧૮૧૭ માં સીંધીયા તથા ભોંસલા સાથે સલાહ કરી. તેણે કલાઈવનો, ઇરાનનો, દક્ષિણનો અને હિંદનો ઈતિહાસ બનાવ્યો છે. ઇરાન સાથે સલાહ કરવા ઇ. સ. ૧૮૦૯ માં ગયો. માહીદપુર આગળ હોલ્કરને હરાવ્યો. ૧૮૧૭. પેશ્વા સાથે ઈ. સ. ૧૮૧૮ માં સલાહ કરી.

**જન. ઓકટરલોની**—એણે ગુર્ખાની લડાઇમાં ઇ. સ. ૧૮૧૫ માં બહાદુરી કરી. ભરતપુર ઈ. સ. ૧૮૨૭ માં લીધું. હિંદમાં ૫૦ વર્ષ નોકરી કરી હતી. ઈ.સ.૧૮૨૫ માં ૬૭ વર્ષની ઉમ્મરે હિંદમાં ગત ગયો.

**સર. જે. ઔટ્રામ**—એ સીંધમાં કમીશનર હતો, સીંધના અમીરો સાથે સલાહ કરવા ગયો હતો. ઇરાન સાથેની ઇ. સ. ૧૮૫૬ ની લડાઇમાં બહાદુરી કરી. વડોદરા તથા અયોધ્યામાં પણ રેસીડેંટની જગાપર હતો. લખનોરના બંડમાં ઈ. સ. ૧૮૫૭ માં બહાદુરી કરી.

